# ગોળવાળા નાઇટ કલાસો.

નોકરી ધંધો કરવા છતાં શું તમારે ઇંગ્રેજી બોલતાં લખતાં જલદીથી શીખી લેવું છે ? તો તુરત કોટ બુંબાખાનાં સામેના ૨૧ વર્ષના જુના જાણીતા "ગોળવાલા નાઇટ કલાસો" નો લાભ લો.

થોડાજ માસમાં તમે કાંઇ અજબ ફેરફાર જોશો.

---

લંડન અને જરમનીના સ્પેશયાલીસ્ટ આંખની મફત તપાસ કરીને જામીનગીરી સાથે કીફાયતે ઉત્તમ કવાલીટીના ચશ્મા આપે છે. ડોકટરો અને હોસ્પીટાલોના નંબર મુજબ જામીનગીરી સાથે અરધા ભાવે પાંકડી ફરેમમાં ચશ્માં આપીએ છીએ.

ગમે તેવા માથાના સખત દુખારાને હમારી આંખો તપાસીને આપેલા ઠંડા ચશ્મા તુરતજ નરમ પાડીને આરામ આપે છે. ખાસ ઘરાકોની સગવડ ખાતર દર રવીવારે પણ આખો દીવસ આંખ તપાસીને ઉંચી કવેલીટીના ચશ્મા જામીનગીરીથી કીફાયત ભાવે આપીએ છીએ.



**આંખની મફત તપાસ ... ઘણાજ કીફાયત ભાવ.**

આંખના ડાકટરો અને ચશમા બનાવનારા **ડી. બારટનની કું.** કાફરડ મારકેટની સામે.

૨૫૪૨૭



(MADE IN CZECHOSLOVAKIA)

# નવી નોવેલ્ટી!

લેડીઝ વાઇટ કેનવાસ સ્ટાઇલીશ કોર્ટ શુ, કાલા કાફની ફેન્સી ટો કેપ, કાઉંટર અને વેમ્પ સાથે. સ્માર્ટ શેપ અને સ્પેનીશ હાઇ હીલ. ઘણીજ ફાંકડી સ્ટાઇલ છતાં કીમત નજીવી છે.

**તમારી પેર માટે આજેજ પધારો.**

નોટ—જાનુઓ, શહરથી અને બ-સ્થાંઓ માટે હા-લમાંજ આવેલા તદન નવી સ્ટા-ઇલોના શુઝનો જંગી સ્ટોક માન-વંતા ઘરાકોને જોવા માટે અમારી દુકાનો ઉપર ખુલ્લો છે.

જાતે પધારો અથવા અમારા પ્રાઇસ લીસ્ટ માટે લખો

લેડીઓ માટે તરેહવાર હોઝીઅરી

ખાસ જોવા લાયક છે

સ્ટાઇલોના

**બાટા ફુટવેર**

હેડ ઓફીસ:— કરનાક રોડ, મુંબઇ.

સ્ટોકીસ્ટો—
**હાફિઝ એન્ડ કું૦**

બ્રાન્ચ— લોહાર ચાલ, મુંબઇ (૨)

# "લાડ ઘેલો."

## એક પારસી સંસારી વાર્તા.




રચનાર:—

રતનશાહ ફરામજી અચારીઆ

તે

જામે જેહાનુમા, મુંબઇ પ્રકાશ, મુંબઇ મજાહ,

દીલે આરામ, " ફેવરીટ " ના એડીટર

અને વાર્તાઓ દીલ આરામ,

જહેરી નાગણ,

વગેરેના કર્તા.





ઑફીસ:—૭૬-૭૮, " અચારીઆ હાઉસ."

પહેલી મરીનલાઈન્સ મુંબઇ—૨.




કીંમત રૂપીઓ એક.


" જૈન વિજય " પ્રીં. પ્રેસ—સુરતમાં મુળચંદ કસનદાસ કાપડિયાએ છાપ્યું.

ઈ. સ. ૧૯૩૧.

# દીબાચો.

આ વાર્તા કટકે કટકે "ફેવરીટ" માં આવી છે અને પચરંગી કોમનાં હજારો વાંચનારાઓમાં એકે અવાજે વખાણ પામી છે. તેની તારીફમાં લખાઇ આવેલી સંખ્યાબંધ સીફાર-સોને લીધે એ આખી વાર્તા ચોપડીના આકારમાં છાપવામાં આવી છે. જેની વાંચનારાઓ તરફથી અમારી આગલી વાર્તા મીસાલ સારી કદર કરવામાં આવશે એવી ઉમેદ છે.

આ "લાડઘેલો" વાર્તા આજના પારસી સંસારનો એક ચમકાવનારો સફો રજુ કરે છે. મોટે ઘરના માબાપો પોતાના દીકરાઓને ચઢતી કેળવણી આપવાનાં ઉમંગમાં—ભવીષ્ય સુધારવાની હોંશમાં—મોટી મોટી રકમો ખરચી તેઓને એકલા યુરોપ મોકલી આપે છે. પરીણામમાં ત્યાંના વાતાવરણથી લલ-ચાઇને તેઓ ત્યાં શું શું અનુભવો મેલવે છે અને કેવાં કેવાં પ્રાક્રમો કરી જુઠા સાચા હેવાલો લખી વાલે છે તેનો એક આબાદ ચીતાર એમાંથી જાણી શકાય છે. વળી પોતાની માતાથી છુપાં લગન કરી જુદદીન મડમ ઓરતની ટોક ગલે ઓલવવા પછી એક કરોડપતી દીકરાના બાબમાં કેવા કેવા બનાવ બને છે કેટલી નવી નવી સંકડામણો અને આફતો ઉભી થાય છે, અંતે ગમે એવી મોટી દોલત, કેળવણી અને કળા છતાં એવાં જુદદીન જોડાંણથી કેવો બુરામાં બુરા ફેજની સીમાપર પુગે છે તેનું હૃદયભેદક બોધ લેવા જોગ બ્યાંન આ કીસ્સામાંથી મલી આવે છે.

આ વાર્તા ઉધરતા જવાનોનાં હાથમા ઘણી સલામતી સાથ મુકવા જોગ છે ખાસ કરીને વેલાત જતા દીકરાઓને જતી વખતે તેની એક નકલ જરૂર આપવી, કે જેથી માબાપોની અબજો શીખામણથી પણ આલા દરજજે અસર કરે તેવો આ વાર્તાનો એકજ દાખલો પુરતો ગણાશે, અને તેઓ ચોંકીને તેમજ ચેતીને ચાલી શકશે.

મુંબઇ તા. ૧–૭–૩૧. રતનશાહ ફરામજી અચારીઆ.

# ફેવરીટ અને તેની વાર્તાઓ

## તે વીષે જાહેર છાપાનો અભીપ્રાય.

### "જેહેરી નાગણ"

અત્રેના 'ફેવરીટ'ના અધીપતી અને માલેક ક્રાફડ મારકેટવાલા મી૰ રતનશાહ ફરામજી અચારીયા તરફથી "જેહરી નાગણ" નામની "કોસ્મોપોલીટીન સંસારી વાર્તા" નુ પુસ્તક મળ્યું છે. આ વાર્તા અત્યાર અગાઉ 'ફેવરીટ'માં ટુકડે ટુકડે પ્રકટ થઇ ચુકી છે. પારસી બાપ અને જુદદીન માના પેટની સાકર નામની પોતાના અનાચારથી કેટલા સારા સારા માણસોને પાયમાલ કરે છે અને તેનો પતી વાઘરો અને તેના મીત્રો સલીમ વગેરે સાકરના સપાટામાં સપડાયલાઓને કેવાં લુટે છે તેનું આ વાર્તામાં વર્ણન છે. સાકર પોતાના કૃત્યથી ખરેખર 'જેહરી નાગણ' પુરવાર થઇ છે, પણ તેના સપાટામાં આવેલા ખા૰ બા૰ જેહાંગીરશાહને સઉથી વધુ સજા થતી હોય તેમ લાગે છે. પોતાની પત્નીને છોડનાર અને પારકાની ઓરતના સપાટામાં ફસનારાં કેવા ફેજે પહોંચે છે તેનું યોગ્ય ચિત્ર આ પુસ્તકમાં દોરવામાં આવ્યું છે. આ પુસ્તકની કીંમત રૂ. ૧ાા છે,

"મુંબઇ સમાચાર" ૮-૪-૩૧

### જેહરી-નાગણ.

આ દુન્યાના સંસારની અંદર ચાલી રહેલા કાવાદાવા, અને નેકી નીતીનું ચીત્ર રજુ કરનારૂ વાર્તાનું પુસ્તક છે.

"કયસરે હીંદ" ૮-૨-૩૧

### જહેરી નાગણ.

ઉપલાં નામનું એક વાર્તાનું પુસ્તક જાણીતા લેખક મી૰ રતનશાહ અચારીયા તરફથી અમોને અભિપ્રાય અર્થે મળ્યું છે. આ પુસ્તક સફાઇદાર છપાઇ, સાદી પણ મજબુત બાંધણી અને સુંદર ગેટ અપ ધરાવે છે. આ વાર્તા મી૰ અચારીઆ હસ્તક નીકળતાં બહોળો ફેલાવો પામેલાં માસીક "ફેવરીટ"માં પ્રથમ કટકે કટકે રજુ થઇ હતી, જે તે વેળાએ વાંચકોની પસંદગી પામી ચુકવાથી તેને પુસ્તકનાં આકારમાં રજુ કરવામાં આવી છે. આ વાર્તાનો પ્લોટ સાદો છે અને તેમાં સાકર નામની એક ઉછાછળી સ્રી

પોતાનાં સ્ત્રી ચરિત્રથી શું શું હાવાહાવા કરે છે અને ફંદ ફરેબથી ઘણાક ભોલા બહરથોને ફસાવી આયંદે તેઓને કેમ ખુવાર કરે છે તેનો ચીતાર આપવામાં આવ્યો છે. આ વાર્તાના વળાંનો વિકાસ સીલસીલાબંધ અને સરળ રીતે થતો જોવામાં આવે છે; શૈલી મધુર અને રસીક છે અને વાકય રચના પર પણ ઠીક કાબુ રખાયલો જોઇ શકાય છે. સામટી રીતે જોતાં આ પુસ્તક વાંચવા જોગ છે અને તેની રાખવામાં આવેલી રૂા. દોઢની કિંમત પણ કીફાયતજ જણાય છે. અમો વાર્તાના શોખીનોને આ પુસ્તકની ભલામણ કર્યે છીએ અને મી૦ અચારીઆને વધુ ફતેહ ઇચ્છયે છીએ.

"મુંબઇ સાંજ" તા. ૧૨-૪-૨૧

## " લાડ ઘેલો "

બીજા માસિક ચોપાન્યા એક દિશાએ દોડે છે, ત્યારે ફેવરીટ બીજી દિશાએ જાય છે. યાને અહિં કસરત અને સિનેમાને લગતાં પીકચરો અને લખાણો પર વધુ ધ્યાન આપવામાં આવે છે, એ ખુશીની વાત છે. જાન્યુઆરી ૧૯૩૧ થી શરૂ થએલી નવી ચાલુ વાર્તા લાડ ઘેલો ખાસ વાંચવા લાયક છે; જે પારસીઓ અને હિંદીઓ વિલાયત જઇ, અભણ અજ્ઞાન, ધોબન મોચન દરજન યા ખેડુતની મડમ સાથ પરણી આવે છે. તેઓ પાછળથી કેવા પરતાય છે એ આ વાતમાં સમાય છે. ઉંચ સોસાયટીની શીખેલી ભણેલી મદમરીઓ તો આવા દેશી યા પારસી સાથ પરણવાની દરકાર ન કરે. (ખોરશેદ પ્રકાશ)

**ફેવરીટઃ**—ત્રણ વર્ષની ટુંક મુદતમાં ગુજરાતી માસીકો વચ્ચે ચમત્કાર કરી બતાવનારૂં આ બોહળો ફેલાવો પામેલું માસીક હીંદમાં ચોમેર આજે ફેલાઇ રહ્યું છે. આ ચમત્કારનું એકલું કીમ્યું તેનું વર્ષે બે રૂપ્યાનું અતી સસ્તુ લવાજમ, તેમ દલદાર પોથામાં દર મહીને ટકોરાબંધ પીરસાતું સંગીન વાંચણ છે. હમોને અભિપ્રાય માટે મલેલો એ પરેટી અંક ખચ્ચીતજ હાથશોભિત છે એ અંકને સુંદર આર્ટ કાર્ડનાં ટાઇટલ કવરમાં મઢી લેવામાં આવ્યો છે. કવર પેજ ઉપર એક નાનકડાં ભુલકાનું દીલજીત પીકચર ફ્રેમ કરવા લાયક છે. તે ઉપરાંત અંદર બીજાં અનેક સુંદર ને રમુજી ચીત્રો સમાયલા છે. વાંચનુની બાબદમાં દરેકનાં ટેસ્ટને બર આવે તેવાં અને જુદાં જુદાં ટુંકા રમુજી રસીલાં અને બોધ[illegible]ક લખાણો સમાયલાં છે. વાર્તાઓ, સ્કેચીઝો, કવીતાઓ પચરંગી વિષયો, પ્રાઇઝ પઝલ અને ચીત્રોથી ભરેલાં ૨૦૦ પેજનો દલદાર અંક પોતાના વાંચકોને

ફક્ત ચાર આના જેવી હસવા સરખી કીંમતે આપવાનું એનાં માલેકને કેમ પરવડયું હશે, એજ હમારી અજાયબી છે. ! માલેક અને અધીપતીઃ—મી૦ રતનશાહ ફ. અચારીયા. વાર્ષીક લવાજમઃ—ફક્ત રૂા. બે ઓફીસઃ–૭૬ મરીન લાંઇન્સ–મુંબઇ, ૨. "નવરાસ" અકટોબર ૧૯૩૦

ફેવરીટ દીવાળી અંક–પ્રકાશક; આર. એફ અચારીયા, ૭૬, મરીનલઇન્સ, મુંબઇ. કિ. ત્રણ આના. ૧૪૦ પાનાનો પુસ્તક આકારનો આ અંક ટુંકી વાર્તાઓ રમુજી સ્કેચો તેમજ બીજી અનેક બાબદોથી ભરપૂર છે, સીનેમાનાં પીકચરો તેમજ નાના સમુજી પીકચરો આકર્ષક છે. સીનેમાને લગતાં લખાણો ઢગલાંબંધ કવિતાઓ અને રમુજી ટુંકા ફકરાઓ તો ગણાતા ગણાય નહિં તેટલાં ભરચક ભરેલાં છે. નવરાસની વખતે બે ઘડી દીલ બહેલાવવા માટેનું એક અચ્છું સાધન છે. નજીવા દામમાં આટલો સુંદર અંક ભાગ્યેજ મળે. પ્રકાશક મી. અચારીયાનું આ સાહસ ખરેખર પ્રશંસા પાત્ર છે. "બ્રહ્મક્ષત્રી હીતેચ્છુ" અકટોબર ૧૯૩૦

જેહેરી નાગણ—( ચિત્રો સહિત–લેખક રતનશાહ ફરામજી અચારીયા, ૭૬–૭૮ અચારીયા હાઉસ, પહેલી મરીનલાન્સ, મુંબઇ–૨. કિંમત બે રૂપીયા.) લેખકના શબ્દોમાં કહીયે તો આ 'એક કોસ્મોપોલીટન સંસારી વાર્તા' છે, અને તે 'ફેવરીટ' માસકમાં.......પ્રગટ થઇ છે. આ નવલકથાની વસ્તુમાં નવીનતા જણાય છે. વાંચવી ગમે એવી છે. પારસી લખાણની ઢબ તેમાં ચટણી જેવી વધુ લજ્જત આપે છે. વાર્તા જેને અંગ્રેજીમાં 'અંડર વર્લ્ડ' કહે છે તેવી, સમાજના છત્ર નીચે, તેંની રૂપાળી દેખાતી સપાટી નીચે ખદબદતી દોજખી દુનિયાની હયાતી તરફ વાંચનારની આંખ ઉઘાડે છે. આ પ્રકારનું સાહિત્ય અંગ્રેજીમાં બહોળું છે. ખાસ કરીને સીનેમાની ફીલ્મોમા વધારે સચોટપણે દેખાવ દેછે. વાર્તામાં જોશ છે અને તેનો પ્રવાહ ધોધમાર વહે છે. આમ વર્ગને રૂચે તેવું છે. જો દામ વધારે હળવું રાખ્યું હોય તો સુવર્ણ અને સુગંધનો મેળ જામી આ ચોપડીનો ફેલાવો ઘણો સારો થાય એકંદરે સારી સેન્સેશનલ ને સ્પેકટેકયુલર નવલ કથા છે. ભાઇ આચારીયાની ખંતીલી કલમને મુબારકબાદ.

"બ્રહ્મદેશ" ૬–૬–૩૧

# "ફેવરીટ"

## દર તા. ૧ લીએ નીકળતું નીયમીત ચોપાન્યુ.

**આખાં હિંદમાં ઝલકી રહેલું માસીક ! ૧૧૦ પાનાનો પોથો !!**

તેની બેહદ લોકપ્રીયતા ને દીમાન્ડ જોતાં, રૂ. ૨) ના વાર્ષીક
લવાજમમાં પોષ્ટ સાથે ગોયા મફતજ છે

**ચુકયા તો એક નોવેલ્ટી પલેઝર ગુમાવશો.**

☛ એ આને મુંબઇમાં છુટક મલતો અંક અમેસબ ખલાસ થયો હોય તો, તેના સોલ એજંટ ક્રાફર્ડ માર્કેટમા અગ્યારીઆની દુકાનેથી લેજો ! ગમે ત્યાંથી મેલવજો—પણ જોવાને ચુકતા ના—એક અજબ ઠાઠ છે !!

**ગુજરાતી માસિકોમાં ચમકારો !! પા હીસ્સે દામ—ગજબ કામ !!**

પાંત્રીસ વર્ષના અનુભવની કારસાઝી ! જાડા કાર્ડમાં મઢેલો જંગી પોથો ! આટલાં બધાં ખેંચાણો છતાં તેની ઉમદા તરેની કીંમત પોષ્ટ સાથે
વરસે રૂપીયા બે છે.

કોઇ કહેશે કે એટલું સસતું કેમ ? હજારો વાંચકોનો આશરો !—લાખની પાણ !!

**જાહેર ખબર આપનારાઓ માટે એક સૌથી અફલાતુન સાધણ**

ફેવરીટનાં અંકમાં જા૦ ખ૦ આપી જુઓ ને પછી જોજો તમારે ત્યાં

**ઘરાકોની ટંકશાળ !!**

હીંદના માસિકોમા પહેલી પહેલ !! ભારે ખરચથી બનાવેલાં—નવ્વાંજ ફોટો પીકચર્સ, ધરખમ સંસારી વાર્તાઓ, સંખ્યાબંધ સ્કેચીઝ ! બેશુમાર કવીતા ! પુષ્કળ રમુજના ભંડાર ! એકેકો ફોટો રૂા. ૫ નો છે ! એકેકી વાર્તાજ રૂ. ૧ ની છે !

ઠેકાણું—નં. ૭૬, મરીનલાઇન્સ મુંબઇ ૨.

# બસ સમજો જેન્ટલમેન,
# જરા કરજો મારૂં કહેણ!

( બેરા સાથે બેરો–એ રાહ )

અરે ગેલા મીતો ઠેશન વરતી–આલી માજી ત્રેન,
ઘડીઆલ મદી બગીતલે તો–હાપ્પાસ ટેન !
બસ સમજો જેન્ટલમેન, જરા કરજો મારૂં કહેણ,
જુના જાણીતા મસાલાવાલા, બેરામજી બ્રધર્સ મેન–બસ.

મધ મધતા મસાલા ને–મુરંબા–અચારો,
સરકો–શોશ–ચટણીના કરો વીચારો—બસ.

કાફી–અને સુકો મેવો–મીઠું ઘાણીનું તેલ,
ચંદનવાડી દુકાન આવેલી–આજે લખી મેલ—બસ.

ધણીનું દુધ કેશર એલચી–હુંચ્યો કરાંની ગોલાબ,
બલતો સલતો માલ નાં ખાંતાંરે–નહીતો આવી જાય જોલાબ–બસ

છુટક તથા જથ્થાબંધ આપે બેરામજી મેરબાંન,
ઓર્ડર તમારો નોંધાવી દેવો–રોપાલેનમાં દુકાંન—બસ.

બસ લેવું હોયતો અહીંથી લેજો–ના લેતા કોઇની સલાહ,
દુકાંન જો નહી જોઇ હોય તો–સુલતાન મંઝીલ ચલો–બસ.

૧૫૮૨૭

પારસી સંસારી **લાડઘેલો** [illegible] વાર્તા.

**[બાળ હઠ, રીયા હઠ તો જાણીતી છે પણ પુરૂષ હઠનું પરીણામ કેવું ? પાણીના પરપોટા જેવી માનવીની જીંદગી, તે કેવી બીન ભરૂસા-દાર ? એક મોટો પસ્તાવો, બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા ! શામાં કે બીજાઓની સલાહ માનવામાં ફાયદો કે ગેરફાયદો ? ખાના ખરા-બીનો પાયો, એક ભૂલ ભર્યું અનુમાન !]**

## પ્રકરણ ૧ લું.

મમ્મત ને હુઝતને ખાતર એક માનવી દુન્યામાં કેટલી કેટલી પ્રકારના દુ:ખ ઉભાં કરે છે ? કેટલી દુસમની જાગૃત કરે છે, અને કેવી મુશકેલી ઉપજાવે છે તેનો અનુભવ તેની પોતાની પર વીપતી પડ્યા વગર મેલવી શકાતો નથી.

એ જીદ્દા હઠને બાળપણાથીજ હઠાવવી ઘટે. કુમળી વયનાં બચ્ચાં આવી હઠ ગોયા જનમતાંની સાથેજ લેતાં આવે છે. એક ઝાડનો કુમળો લીલો છોડ જ્યાં સુધી તે ફુટવાની શરૂઆતમાં હોય ત્યાંસુધી વાળો તેમ વળે, પણ તે પાકત–સુકો થવા પછી વાલવા જાવો તો કાં તો ટુટીજ જાય યાતો વળીજ ન શકે–તેજ સીદ્ધાંત સરબસર નાનાં બચ્ચાંના બાબમાં માની લેવો જોઇયે. આટલા ટુંક દીબાચા પછી આ હૃદય ભેદક કીસ્સામાં આપણે દાખલ થઇશું.

સર નાદરશાહનું ખાનદાન પારસી કોમમાં વરસોનું આગેવાન દરજ્જો ધરાવતું હતું. એ કરોડપતી કુટુંબનો અમીરી ખવાશ, સખાવતી દીલગુરદો જેમ કોમમાં તેમ સરકાર દરબારમાં અને દુન્યાના ચોખંડ ભાગમાં પ્રખ્યાત હતો.

તે એક રાજવંશીને છાજતો આરાસ્તે કીધેલો સુવાનો ઓરડો હતો. કે જ્યાં તે આલીશાન મહેલનો કરોડપતી માલેક સર નાદરશાહ તેની સૌથી લવલી જવાન મહેરદારની મીઠી ગોદમાં મરવા સુતો હતો.

તેની મરતી વખતની છેલ્લી ખાએશને માન આપી, તે કુમળા ઓર-

ડાની એકાદ બે બારીઓ ખોલી નાંખી, તે બારીના ઉંચા રેશમી પરદાઓ હઠાવી દેવામાં આવ્યા હતા, જેથી સાંજની ઠંડી લેહકી અને અસ્ત પામતા આફતાબના નરમ કીરણો બારી વાટેથી ગોયા ઘરમાં કુદી આવતાં રહ્યાં હતાં.

તેમની ધણીયાણી આલામાયનાં ડચકાંઓનાં અવાજનોજ પડઘો પડતો હોય તેમ, વળી બાજુમાંનાં એક મોટા પાણીના ધોધનો ધીમો ગોંધાત પણ તે બારીની બાહેરના વિશાળ બગીચાના ફુલોના પમગાત સાથ ત્યાં પહોંચી વલતો હતો.

તે સર નાદરશાહ, મોહતના ઓરડામાં પોતાની મોહબતવંતી મોહરદાર સાથે તદન એકલોજ હતો, તેણે, તેની આ છેલ્લી ઘડીઓમાં, ખાસ કરીને પોતાની ધણીઆણી સાથે એકલો રહેવા માંગી લીધું હતું કે જેના પરીણામમાં સગા વહાલાં દોસ્ત આસનાવો, અને ડાકટરો વટીક તે વર બૈયરને આ વખતે એ મુજબ એકલાં છોડી આઘાં પાછાં થયાં હતાં.

તે અકસ્માતના સંબંધનો પહેલી હરોલનો સઘળો ગભરાત સમી ગયો હતો. અને ગરબડને બદલે હવે ગમખાર શાંતીએ તે મોટા મહેલમાં પોતાનો અમલ જારી કર્યો હતો.

આ અકસ્માત સહવારે થયો હતો; ને હમણાં સાંજનો સીતલ સમો હતો, કે જે શાંત વખત તે બંગલા માંહેલી શાંતી ને ગમખ્વારીને બની શકે તો હજી વધુ ઉદાશ ને વધુ ભયબીત બનાવવામાં જાણે મદદ થતો હતો.

ડાકટરો આવ્યા અને ગયા હતા, કાંકે તેમને થોભવાની હવે જરૂર હતી નહીં, જે કલાક જતો હતો તે હવે "નાદર કેશલ" ના માલેક સર નાદરશાહ ફીરોઝશાહ સેનાપટીનો છેલ્લોજ ગણાતો હતો.

એ કારણોને લીધે તેમનાં ઘરનો સદાનો માનીતો સોલીસીટર મોટા શાહ, વીલ–વશિયતને લગતી સઘલી ઘટતી ગોઠવણો કરી રહ્યો હતો, અને તે વીલ ઉપર, મરવા સુતેલા તે શેઠીયાની સહી વટીક મુકાઈ ચુકી હતી.

"એવણ એક કલાકથી કાહરશે નહીં."

તે મરતા ઉમરાવનાં સંબંધમાં મોટા ડાકટરનો આપેલો એ ત્રાસજનક અભિપ્રાય હતો. અને તેવું મત આપવાને ત્રણ કલાક વહી ગયલા હોવા છતાં મોહત જીવત વચ્ચે ડોળા ખાતો સર નાદરશાહ હજી પોતાના તે પાદશાહી મકાનનાં શાંત ઓરડામાં પોતાના સેવટનાં બીછાણા ઉપર હૈયાત પડેલો હતો.

મોહતનો ડરામણો દુત સઘળી દેખીતી રીતે તેની બરછી ઉગામી તે શ્રીમંત શેઠયાને મારવા બીછાણાની બાજુમાં જાણે ખડે પગે ઉભો હતો. અને તેઓ તે નીરમાન કરેલી સેવટની ઘડી કંઇક દુર હોય તેમ, તે મોહતનો ઉગામેલો હાથ અને ફટકો ગોયા હજી ઉંચોજ હતો.

સર નાદરશાહ, સાજો સમો ભર જવાની ને પુખ્ત તંદરોસ્તીના બહારમાં તે કમનસીબ સહવારે ઘેરથી બાહેર પડયો હતો, અને હમણા મરવા સુતો હતો! આદમીની જીંદગી પાણીના પરપોટા માફક કેવી તકલીફી અને બીન ભરોસેદાર છે તેનો એથી બહેતર પુરાવો શું હોઇ શકે?

તે પોતાની હઠના પરિણામનો આ સૌથી જાલીમ–બધાથી જબુન કર આપતો હતો. તેનો નવો ઘોડો તોફાની માલમ પડવાથી દરેકે તેને તે અજમાવવાની ઘણી મના ફરમાવી મનાવ્યો હતો, પણ તેણે તે કોઇનું કહ્યું માન્યું નહીં.

ઘોડેસવારીની તેના બાપદાદેથી ઓઘે ઉતરી આવેલી કીર્તી ને કસરતના પોતાના અનુભવની માહીતગારી ને મુસ્તાકીમાં મગરૂર તે શેઠીયો હઠીલો થયો, અને–અને જેમ આગમચથી ભય રાખવામાં આવ્યોજ હતો તેમ તે ઘોડા ઉપરથી ઉંધે મસ્તક ઝીકાયો, કે જે તેને મોહત લાવનારી ગંભીર ઇજા થઇ, ને પોતાની એ હઠનો દંડ પોતાના કીંમતી પ્યારા જવાંન જાંનની કીંમતે હાલ તેને ભરવો અને આપવો પડતો હતો!

---

## પ્રકરણ ૨ જું.

"આલુ" તે શ્રીમંત શેઠયાએ હવે તેની છાતી ઉપર માથું નાંખી વિલાપ કરતી તેની જવાન મોહરદારને ઘણા પસ્તાવા ને દુઃખ વચ્ચે બની શકતો દીલાસો ને સબ્બારો આપતાં કહ્યું, કે જે મોહોરદારે તેના સાહાદ મારવાથી માથું ઉંચકી પોતાના ભરથાર સામે જોયું ત્યારે તેને જણાયું કે તેણી હજી તદન જવાંન, એક ચહેરેનમુન, નાજુક, છોકરીના જેવીજ ઉમરની મનોહર અબલા હતી!

"આલા" તે ઉમરાવે મરતે દમે અને પોતાનાં દુઃખ વચ્ચે અનેક કલ ખાતાં તોબી જોઇતા ભાર ને જોરથી બોલી કહ્યું.

"હવે તો ધીરજ રાખ! હું મારી હઠનાં પરીણામમાં વગર મોહોતે મરી જાઉંછ તે ઘણું બુરૂં થયું ખરૂં, પણ હવે આપણો ઉપાય નથી. મારી

વ્હાલી મોહરદાર, એ મારી હદ મારા બાપદાદાથી ઓધે ઉતરી આવેલા મારા વારસાઓ મહિલો એક જાતનો બારસોજ છે."

"મારો બાપ એક તુફાંણી રાત્રે સૌની મના છતાં બોહસીલો થઇને દરિયામાં ફરવા ગયો, તેથી તેની હસ્તીનો અધુરે આંકો આવ્યો, ને તેજ મિસાલે મેં તું વ્હાલીનું તેમજ ફરતાં ફરતાં બધાનું કહેલું માન્યું નહી તેથી હવે હું વગર મોહોતે મરી જાઉંછ !

"એટલા વાસ્તે મારી વ્હાલી આલાં, હવે તારે જે ઘણીજ સંભાલ ને કાલજીથી તપાસવાનું છે તે એ કે આપણા ન્હાના કાવસમાં એ અમારી વંશપરંપરા હદ ઓધે ઉતરવા પામે નહીં. એ હદે મારૂં ને મારા વંશજોનું નખ્ખોદ વાલી દીધેલું છે, તો કાલી હજી તો એક કુમળો છોડ છે તેટલાં-થીજ તું સંભાલતી રેહજે, ને એ આફતથી તેને બચાવા તારૂં બનતું કરવાનું તું મને આજે વચન આપ !"

"તે મારાથી કેમ બનશે ? મને તે બધું કેમ આવડશે ?" દચકાંઓમાં ડુબી ગયલા સાહદ વચ્ચેથી તે દુઃખી ધણીઆણીએ તેના મરતા ધણીના મગેલાં વચનના જવાબમાં કહ્યું.

"ઓ નાદર, મારા વહાલા, હજી તો હું પોતે બચ્ચું છેઉં, તેટલાં એ બચ્ચાંની વેડ સાથે તમે મને એમ નિરાધાર છોડીને ના જાઓ !"

"મને ખુદાનો હુકમ થયોછ, ડીયર, તો પાહાડ ફોડી નાંખે એવો તારો ગમે એવો કકલાત ને વીલાપ વટીક મને રોકી શકવાનો નથી, માટે હું જાઉં તે પેહેલાં ધીરજથી, એ સૌથી અગતની વાતમાં મને એક પળ સાંભળી લે."

"કાલી હજી એક દુધમલ બચ્ચું છે ત્યારથીજ જો તું એને એ હદની આફતથી બચાવા માંગશે તો તે કામ મુતલગ મુશકેલ થશે નહીં, એની કુજતને કદી કોઇબી વાતમાં તું ફાવવા દેતી ના. તું એક ચીજ એક વખત તેને ના કહે તો પછી તેના કાલાવાલા કે નારાજીથી બી પીગલીને તારો વિચાર ફેરવતી ના. બોલની, તું બધું એમ કરશે કે ?"

"હા,"

જવાન આલાંએ ધીમે સાદે જવાબ કર્યો, ને પછી તે પાછી પોતાની ધીરજ ખોઇ દઇ પોતાના મરતા ભરથારની છાતી ઉપર દુઃખથી વિંધાઇ જતી છાતીએ દચકાં ખાતી પડી !

તે [illegible] ઉમરાવને પોતાને માટે પણ એ [illegible] દુઃખોની [illegible] હતી! તેને પોતાને મરવા ગમતું હતું નહીં.

આવી એક બાળક જેવી એ છોકરવન ઉમરની પોતાની નાજુક ખુબ-સુરત મોહરદારને અને પોતાનાં અમીરી બચ્ચાંને ફક્ત પોતાની એક નજીસ હઠ ને શરમભરેલાં ઉછાછલાંપણાંની સજામાં એમ સદા સુધીનાં છોડી જવાનાં ખ્યાલથી તે હદ વગરનો દુઃખી થયો.

"હું મારાં એકપુરાં પ્યારાં બચ્ચાંની બાહિધરી તું વહાલીને સપુરદ કરી જાઉં છ, ને તેથી તું એને એવી તરબીયત ને તાલીમથી ઉધારજે કે મારા ઉંચ બાપદાદાનાં ખાન્દાની ને મશહુર નામને એ દીકરો તેનો વખત આવતે શોભા આપી શકે એવોજ નીવડે.

"એ હમણાં હમણાંથીજ હઠીલો તો થવાની ગુવાહી આપેછ, વાસ્તે આપણાં ઉપરની એ કાંઇ અજબ કદુવાનો કોટ, મારી વ્હાલી મોહરદાર, તું કરાલથી ને હીંમતથી એ બચ્ચાંના બાબમાં તોડી નાંખજે, ને હું તુંને બેહ-સ્તમાંથી આશીશ આપશ.

" તારાં સુખ કે તારી સગવડને ખાતર સરયાંમ નબરવસપણાં કે હદ બાહેર પ્યાર ને લાડનાં પરીણામમાં તું એ કદુવા કાવસના સંબંધમાં ચાલુ રહેવા દેતી ના. એનું આખું ભવીશ, મારી વ્હાલી મોહરદાર, તારે હાથ છે તે બીના તું સદા યાદ રાખજે!"

આ લાંબો ઉપદેશ જેમ તેમ બહી જેહમતે બોલી સર નાહરશાહ હને હારીને ચુપ થયો, ને નિશોશ—ખામોશ બિછાંણામાં પડયો, કે જ્યારે તેના મુશ્કેલીથી લેવાતા દમ ને દુઃખની કલતરોના ધીમા પુકારો તથા જર્જર આલાંમાયના ગમખાર હયકાંના દુઃખભરયા અવાજે સિવાય તે મોટા ઓર-ડામાં બીજું કશું સંભલાતું ન હતું.

સામટી રીતે, તે એક દીલ હેબકાવનારી, દીલ જખમાવનારી, દીલ ઉરકેરનારી શાંતી ને ચુપકીદી હતી. તે શાંતી ને ચુપકીદી વળી જરા વારમાં પાછી તે ઉમરાવેજ તોડી.

" મારૂં કહેલું બધું યાદ રહેશે, વ્હાલી આલુ?" તેણે પાછું પુછયું. "મારૂં કહેલું બધું તું બોલેબોલ બજા લાવશે? બોલ, તું મને વચન આપેછ?"

" હું વચન આપુંછ."

તે અબલાએ માન માન સાંભલી શકાય એવા ધીમા અવાજે [illegible].

તેણે અસ્ત થતા તે આફતાબ ઉપર પોતાની પ્રીય પરસ્તેતરનું ખાસ ધ્યાન ખેચ્યું, ને પોતાનો ધ્રુજતો હાથ જેમ તેમ ઉંચકી બારીમાંથી તે ઝાંખા થતા જતા સુર્યને બતાવી પુછયું. "ખુદ ખુદાને હાજરનાજર જાણીને?"

"ખુદ ખુદાને હાજર જાણીને," આલાંમાયે ધ્રુજતા સ્વરે કસમ લેતાં કહ્યું.

"ત્યારે હવે હું સુખથી મરશ, મારી વ્હાલી, ને બેહેસ્તમાં તમો બેઉ વ્હાલાંઓની રાહ જોવશ," સર નાદરશાહે કહયું.

"હવે કાલીને બોલાવ કે હું તેને છેલ્લો મલી લેઉં."

એ ઉપરથી અણસમજ નિરદોશ કાવસને તેના મરતા બાપની ગોદમાં છેલ્લો દબાવા બોલાવામાં આવ્યો, અને થોડીક પલોમાં તેની આયા તેને લઇને ત્યાં હાજર થઇ.

તે એક પુષ્ટ, ગોલાબી, ગલગોટા જેવું, આસુદું, તનદરોસ્ત ને અતી ખુબસુરત, દોઢથી બે વરસની ઉંમરનું માતેલું, બાવા ભાખરા જેવું, બચ્ચું હતું. તેનો ખીલેલો ચેહેરો હમેશનો હસતો અને ખુશાલ હતો, ને તે હાલ જે ઘડી જતી હતી તેમાં બાપ વનાનો થઇ બેસનાર હતો. તે જુલમગાર આફતનાં નીરદોશ અને આશીરવાદ પાંમેલાં અંજાણપણાંમાં હમણાંબી તેવોજ ખુશાલ દેખાતો હતો.

એમ છતાં જોવાનું કાંઇજ મુશકેલ ન હતું કે તેની તે નાની નાની ભુરૂ ઝીણી આંખોનાં હેઠાંણુમાં હદ અને ઉમરાવપણાંની સ્વભાવીક સ્વતંત્રતાનાં જોસનો એક ધીમો આતશ પજરતો જતો હતો!

તેની માતાએ તે આયાના હાથમાંથી તે બચ્ચાંને પોતાના હાથમાં લીધું, ને તેને પ્યારથી કીસ લેતાં તે વીધવા થઇ બેસનાર દુ:ખી જવાંન અબલા આંસુઓનો એક મસ મોટો દરયાવ રડી, કે જ્યારે તે ખુબસુરત મા દીકરાનો દીલકસ દેખાવ તે મરતા આસામીને આ દુન્યાથી ઉઠાંગરી કરવાને આનાકાંની ભરયો કરે એ ઘણું બનવા ને માનવજોગ દેખાતું હતું.

"આવ દીકરા કાલી," તે બાપે તેને હવે ગોદમાં દાબતાં કહ્યું.

"ખુદા તુંને સદા રૂડી બુદ્ધિ બક્ષો!"

તે પછી તેણે પોતેજ પોતાનાં આંગલાંની વીંટી કાઢી તે બચ્ચાંનાં નાનાં નાજુક આંગલાં પર ઠેડવવાની પોતાના નબલા થતા જતા હાથોએ કોશેશ કરી, અને પછી તે બચ્ચાંને તેની માવતરને પાછું સપુરદ કરતાં તેણે એક સરદ હાય ખેંચી.

"ખુદા તમો એઉને નીઘેહબાંન થાઓ !"

તે કરોડપતી ધ્રુજતા હોઠોની એક ટુંક બંદગીમાં દુવા ગુજારતાં બબડયો.

ને પછી યા તો તેની લાગણીથી છેકજ આજેજ થવાના સબબે અથવા તો પોતે પોતાનું ધારેલું સઘલું કહી રેહેવાના સંતોષનાં સુખથી તેના હાથ પગ સુસ્ત અને વધારે ઠંડા થતા ચાલ્યા, તેનાં આંગમાંથી લોહી વધતું જલદી ઉડી જતું દેખાયું, અને તેનાં જીવતાં વ્હાલાઓની ગોદમાંથી તે યમદુતની પનાહમાં વધતો જલદી પાસ થતો જણાયો.

એ ઉપરથી ગભરાઇને જવાન લેડી નાદરશાહે ઘંગ જોસથી વગાડયો, અને તે બચ્ચાંને તેની આયાને સુપુરદ કરી ત્યાર કેડે બુરો બનાવ બન્યો.

ને તલુ થતા રાતની શાંતી વચ્ચે તે જવાન ઉમરાવનો જીવ તેની માટીની દેહમાંથી આસાન નિકલી ચાલ્યો, એટલે તે વીધવા તેના રવાંનની છાતી ઉપર માથું નાંખી લાચાર રડવા પડી !

---

## પ્રકરણ—૩ જું.

સર નાદરશાહનું એ ઉમરાવ ખાન્દાંન ઘણું પુરાણું ને પ્રખ્યાત હતું, પણ છેલ્લી ચાર પેઢીથી ફક્ત દરેકને એકેક બેટાનું ફરજંદ થતું આવ્યું હતું, અને તેથી માન માન એ ઉમરાવી દોલત હજી ટક પેઢી દર પેઢી સચવાયલી ને ચાલું રહી હતી.

વળી એ પેઢીના સર્વ પુર્વજો તેમની હઠને માટે પ્રખ્યાત થયલા હતા, ને ઘણાખરા એ જીંદગીની મોટી એબના સબબે વધતી ઓછી હીન-પસ્તી ને હાડમારીએ પોહોંચી મારગે લાગ્યા કેહવાતા હતા.

મરહુમ નાદરશાહ એ મુજબ આપણે જોયું કે એજ કમાલ એબનો શિકાર થયો હતો, ને તેથીજ તે વગર મોહતે માર્યો ગયો.

એમ છતાં એ છેલ્લો ઉમરાવ ઘણાજ ઉદાર ખવાસનો, ભલો, નીતીમાન, દયાળુ અને લાયકીવાળો હતો, જેથી તે આગળા, વારસો કરતાં અતી ઘણો વધારે લોકપ્રીય થયો.

વલી તે પોતાની જવાંન મોહોરદારને દીલોજાંનથી ચાહતો હતો, ને તેનાં દરેક સુખની ખંતથી કાલજી કરનારો એક ભરથાર હતો, વાસ્તે તેના એવા ઉમદા સદ્ગુણોમાં એ તેની એકલી એકજ એબ અચ્છી તરેહથી ઢંકાઈ રહી હતી.

દોઢ વરસ ઉપર પોતાને ત્યાં એક વારેસ બેટો અવતરવાથી મરહુમ સર નાદરશાહનો હરખ માયો સમાયો ગયો નહી, તેને તેના બેતાબ ને બાલ્ડમને સોભાવે એવી દરેક ઉંચ તરબીયત ને તાલીમથી કેલવવા તે ખંતીલ બાપે શરૂઆતથીજ હજારો યોજનાઓ ઘડી કાઢીને પોતાના મનમાં નક્કી કરી મેલી.

પણ ધાર્યું કોણનું થયું છે? વધારે ચોકસાઈથી બોલ્યે તો ભવીશ કોણે જાંચ્યું છે? બધી પોતાની ધારેલી ધારણાઓ ને ઘડેલી યોજનાઓ-માંથી એક બી તે અમલમાં મુકી શકે તે પેહેલાં અખીરાં મોકતે તેને તેડી જવા સેતાબી કરી, ને તે હમેશગીની ઊંઘમાં ઊંધાયો!

* * * *

સર નાદરશાહના મુવા બાદ નાના કાવસની તમામ તરબીયત ને તાલીમનો જોખમ એકલી આલામાયને માંથે આવી પડયો,

તેણીના મરનાર ભરથારના વસીયતની રૂહે મોટાશાહ સોલીસીટર અને આલાંમાય તે બચ્ચાને માથે ત્રસ્ટી નેમાયાં હતાં અને એક મોટી જોઇએ તે કરતાં ઘણી વધારે, પુરતી રકમ તેણીના પોતાના નીભાવ ને ખરચ માટે તેને દર વરસ મલતી જાય એમ મરનારે નક્કી કરયું હતું કે જ્યારે બાકીની સઘળી દોલત કાલી દહારે વારેનો થાય ને તે વખતે તે મોટો થવા પામે તેટલાં વ્યાજે વધ્યા કરે એવી દુર અંદેશ બંદોબસ્તી કરવામાં આવી હતી.

વળી મરનારે મજકુર વસીઆતમાં પોતાની પ્રીયાને અરજ કરેલી હતી કે કાલી ઉમરે આવતાં સુધી તેણે "નાદર કાસલ" માજ તેને લઇને રેહવું, ને એ બાપીકા મેહેલનો, કાસવ પાકી ઉંમરનો થાય પછીથી માલીક થાય ત્યાર કેડે, તેણીએ પોતે પોતાને ગમે ત્યાં ને ગમે તે બીજા બંગલામાં જઈ રેહેવાનું ઠરાવવું.

એ ઉપરાંત એમ બી ફરમાવવામાં આવ્યું હતું કે કાવસના અભ્યાસ વિગેરે અગતની દરેક વાતમાં ત્રસ્ટી મોટાશાહ સોલીસીટર જે એ મરનાર ઊમરાવનો મોટો મિત્ર થતો હતો તેની આલામાએ સલ્લાહ લેવી ને કઇબી પ્રકારની કશીબી મુશ્કેલીમાં તેને બોલાવી મંગાવી તેની અક્કલ ? બજ તેણીએ કામ લેવું.

અને એ રીતે આલાંમાયના ખરી મુશ્કેલી ને મોટા જોખમનું કામ તેણીની ઘણી ન્હાની વયમાંજ ચાલું થયું. તેણીના પોતાના ભરથારને તેણે

કાલીના સંબંધમાં આપેલો પાક કોલ તેણીએ અદા કરવાનો હતો પણ તે ભરથારનાં મોહતનો મોટો ગમ ભુલવાનું એકજ એકલું સાધણ એ બાલક કાવસ હતો, જેથી તે તેનાપર વ્હાલથી વીહલી ને લાડથી ઘેલી બની ગઇ.

તેણીનું સઘલું સુખ, સઘલી મોજ હવે એ એક બચ્ચું હતું, ને તેથી તેણીના ભરથારને તેની મરતી ઘડીએ આપેલું વચન જોકે તેણીને અવાર નવાર યાદ આવતું ને ખટકતું હતું, તોબી કાલીની એવી એક બી મરજી નહિ હતી કે જે નહી તૃપ્ત કરવા કે ના પાડવાને આ ભુલેલી માતા મન કઠણ કરી શકી હોય!

કાવસ દીકરાની ખીદમતમાં વડી ને બુઢી આયાના હાથ નીચે વલી એક જવાન અને ચંચલ દેખાવ તથા તનદરોસ્ત બાંધાની બીજી એક આયાને ખાસ રોકવામાં આવી હતી, કે જેનું કામ, કાવસ જ્યાં તેના નાનાં નાનાં નાજુક પગોએ દોડી જાય ત્યાં તેની પુઠે જઇ તેને કાલજીથી સમાલવા ને દરેક જોખમથી બચાવાનું માત્ર હતું!

તે પછી જ્યારે એ બેટો કાંઈ અભ્યાસ કરવા જોગ ઉમરમાં આવ્યો ત્યારે તેને વાસ્તે કોઇ માસ્તર રાખવાને તે ભલા સોલીસીટરે આલાબાયનું ગંભીર ધ્યાન ખેંચ્યું.

"હવણાંથી માસ્તરનું શું કામ છે?" તે હેતવંતી માતાએ જીક્કર કરી. "હુંજ એને એ શરૂઆતનું શીખવશ."

"હા, પણ તેમ કરતાં તમારે નરમ દોરી છોડવી જોઇશે. બુજરોગ મોટાશાહે ગંભીરાઇથી ધ્યાન ખેંચ્યું. "તમારે જરા રતી સખત દીલ કરીને સખ્તીથીજ કામ લેવું પડશે, ને તમો ધારોછ વારૂ કે તેમ તમે કરી શકશો?"

"હું જરૂર કરશ," તે આતુર માવતરે ઠડાવનાં કાંઇક જોશમાં ઉલટ-મંદ થતાં કહ્યું, અને પછીથી એ ઠડાવ સખત રીતે અમલમાં મેલવાના પક્કા એરાદા સાથે આલાંબાય પાધરી તે બાળકના ઓરડામાં ગઈ.

ત્યાં તે એક નાના સફેદ બરફ સરખાં કુતળ્યાં સાથ ગાલીચા ઉપર ખેલતો બેઠેલો હતો.

તેની માવતર તે ઉપરથી એકાદ બે પળ મોજ ને મગરૂરી વચ્ચે તે ખુબસુરત બેટાની હીલચાલો નીહાલતી ને તપાસતી તે થોબી, ને પછી એક સોનાની પેનશીલ ને મુલાક્ષરોની [ચિત્રો]સાથની એક છાપેલી ચોપડી

કાઢી લાવી તેણીએ કહ્યું, 'કાલી, એમ આવ દીકરા, હું તુંને થોડુંક તારું લેસન ભણવાઉં.'

પણ કાલી સાંભળે શાનું? તે એવો તો ખુશાલ રમતમાં લીન થઇ થઈ ગયો હતો કે યાતો તેની માતાને તેણે બોલતી સાંભળીજ નહીં, અથવા સાંભળી હોય તો કશોબી જવાબ કરવાની તેણે મુતલગ પરવાહ કરી નહી.

એ ઉપરથી તે માવતર પ્યારથી જરા થોબી.

"આખર કરે ને બચ્ચુંજ છેની?" તેણીએ હેતથી વમાસ્યું, ને ઘણા ફરખ વચ્ચે તે છ કાવસની તે કુરકુરયાં સાથની રમત તપાસતી થોબી! તે પછી વળી જરા વારે તેણીએ ઉપલોજ હુકમ લગાર વધારે મોટા ને ગંભીર સાહદે પાછો રજુ કરયો.

"હમણાં નહીં, મમા," કાલીએ માંગી લીધું. "જરા મને રમવા દેઓ.'

હવે જો આલાંમાય સ્યાંણી હોતે તો સાંજ પોતાના હુકમનો અનાદર નહીં થવા દેતાં સખ્ત તાબેદારીથી તે હુકમ ઉપાડી લેવાને તેણી નાના કાલીને ફરજ પાડતે; પણ તેણીએ સરચાંમ નાદાન્યતથી તેવું કશું કર્યું નહીં.

તેણીને અત્રે તેના વરને તેનાં મોહતનાં બીછાણાં ઉપર તેણીએ જે પાક કોલ આપ્યો હતો તેની ફકર પેદા કરનારી એક યાદ થઈ તો ખરી, પણ "એક જરાવાર બચ્ચું રમી લીએ તો કશું કોઇ રીતનું ખાતું મોડું થવાનું નથી," એવા ભુલ ભરેલા અનુમાનથી પોતાની સત્તાનો ત્રાસ બેસાડવાને તે ભોલી માતાએ તુરત ને તુરત કશું કરયું નહીં.

ને એ રીતે પોતાની એ અને એવી ભુલોથી તે બચ્ચાંની ખોદારીને ખાનાખરાબીનો તેણે જાણે જાતે પોતાને હાથે પાયો નાંખ્યો!

એવામાં એક સુંદર પતંગયું ઓરડામાં બારી વાટે ઉડી આવ્યું, ને તેણે નાના કાલીનું ધ્યાન ખેંચ્યું, એટલે તે પેલાં કુરકુરયાંને પડતું મેલી હવે તેને પકડવાને દોડયો, ને તે પતંગ્યું બારીમાંથી પાછું બાહર ઉડી ગયું. એટલે કાલીબી તેની પુઠે બાહેર બાગમાં દોડયો.

એ બધો વખત આલાંમાયે તેને પાછો તેડવાના ફોકટ પોકાર માર્યા કીધા નાના કાલીએ તેણીની ધમકી કે ભપકાઓની કશી કનવાર કરી નહીં, અને ત્યારેજ તેણીને લાગ્યું કે વાત એટલી હદસુધી બેહેકવા દેવી ઘટતી

નથી, કેમજે એજ વાતની તો તેના મસ્નાર બસ્થારે દરેક સાવચેતી લેવાને તેને ખાશ તાકીદ કરી કસમ આપ્યા હતા!

એ ઉપરથી હવે તેણીએ ગુસ્સા ને ઠરાવની અદાથી તરતજ ઘંટ વગાડયો, અને આયા આવી તેને કહ્યું.

"આયા, કાવસ બાગમાં છે તેને લઈ આવ અહી એકદમ."

પણ આયા ગઇ, અને જરાવારમાં એકલીજ પાછી ફરી.

## પ્રકરણ ૪ થું.

તે પાછી ફરેલી આયાનો ચેહેરો લાલ થઇ આવ્યો હતો; તથા પોશાક ચુંથઇ પીખાઇ ગયો હતો, જેથી જોવાનું અને અનુમાન કરવાનું સેહેલ હતું કે નાના ચેકુસે શેઆનસલુકથી તેની સાથ ચાલી આવવાને બદલે તેને પોતાની મુક્કી લાત ને દાંતનો વધતો ઓછો સવાદ ચખાડી એકલીજ પાછી વલાવી દીધી હતી.

"કાવસ નથી આવતો બાઇ" આયાએ જવાબ કરયો.

આલાંમાયે અજાયબીથી આંખો ખોલી! આટલી બધી નાફરમાની ને નાતાબેદારીની તેને વકીજ ન હતી! તેણીએ તે આયાને ઉપરથી થથરાવી.

"તું તેને લીધા વગર પાછી ફરીજ કેમ?"

"હું શું કરૂં, બાઇ સાહેબ, તે નહીં આવે તો?" આ તીખા ટપકાથી લગભગ અરધું રડી દેઇને આયાએ બચાવ કીધો.

"તેને ઘસડી કેમ નહીં લાવી?"

"મને લાત મુક્કી એ મારેછ ને કરડેછ, બાઇજી," આયાએ નમનતાઇથી કહ્યું.

"જા ત્યારે, બોયને કહે કે એને લઇ આવે," આલાંમાયે હજી પાક્કા દડાવથી બીજો હુકમ આપ્યો.

"જો, કેહજે કે એ સેહેલ સુજે નહીં આવે તો ઉંચકીનેબી લાવે."

એ પછી જરાવારમાં બોય તે "તોફાની બારકસ"ને હાથમાં ઉપાડી લાવ્યો; ને તેમ કરતાં તે બીચારા નોકર આદમીને એ બાળકે આયાના કરતાં વધતો ઓછો તેનેબી સ્વાદ ચખાડેલો જણાયો, કેમકે તેના સદારાથી હોલેલા બાલ પીખી કાઢેલા હતા, ને કોલર બટન તોડી નાંખેલું હતું.

આયા પુઠે આવતી હતી, ને તેના હાથમાં તે બુચાની એક ભરેલી રકીપર ને તેનો કમરપતો હતો.

નાંનો કાવસ પોતે આ હીણુપસ્તીથી ઘણોજ ખીજવાયલો, ઉસ્કેરાયલો, લાલ થયલો ને રડેલો દેખાયો, અને અંદર આવતાં આવતાંબી તે રાક્ષસ જેવા જોરેમન બોયના હાથમાંથી કુદી પડવા તે દરેક પછાડા મારતો જણાયો.

"મમા," તેણે હવે પોતાની માને જોતાં ચીસ પાડીને રડીને કહ્યું.

"આએ જોવની, મારાં પતંગ્યાંને બીધરાવાને નહસાડી દીધું, ને એ વરી મને ચાલીનેબી આવવા દેતો નથી. એને કહો કે મને એકદમ ઉતારી પાડે. ફરીથી તમે મને બોલાવી લાવવા એને મોકલશો તો હું કદી આવવાનો નથી."

"બૉય, કાવસને નીચે ઉતાર," આલાંમાયે ગંભીર ગુસ્સા ને દબદબાથી કહ્યું, ને ગરીબ બીચારા બોયને એ હોકમ બેવાર કરવો પડે એમ હતુંજ નહીં. કેમજે આ "બલા"થી છુટવા તે તો સાંમો કાયર થઇ પડયો હતો!

કાવસ ગલીચાપર રીસાયલી અદાથી ને રડેલો ફસડાઇ પડયો, પણ એ વખતેબી તેનો ઉસ્કેરાયલો લાલ ચેહરો એટલો ખુબસુરત ને મનોહર દેખાતો હતો કે તે માવતર મગરૂરીને મોજથી હવણાંબી તેના તરફ ટીકતી ઉભી થઇ રહી. એવામાં બારણું ઉઘડયું ને પેલો ભલો સોલીસીટર ઓરડામાં આવ્યો, જેને જોઈ તે બેઉ નોકર આદમીઓ હટી ગયાં, ને વગે સગે થયાં.

"એ શું છે?" કાવસને ભોંય પર ફસડાઇ પડેલો જોઇ તે બુજોર્ગ સોલીસીટરે અજાયબીમાં પુછયું.

"આજે કારલી ઘણોજ ચેરો ને હઠીલો થયો," આલાંમાયે ફરીયાદની રૂપે સહેજ હસીને કહ્યું.

"હમણાં હમણાં એ ઘણો ચેરો તો થયો છે," તે સોલીસીટરે ગંભીરતાથી કહ્યું, ને ત્યારે રખે કાંઇ કડવા સુખનોથી પોતાનાં એ બચ્ચાંને તેઓ બીહવરાવે કે ધમકાવે તે ફીકરથી તે પ્યારમાં ભુલેલી ભોલી માતાએ વેહેલી વેહેલીએ કારલીને ઉપાડી લેઇ તરત પાસાંમાં દાબ્યો!

તે પછી તે મોટાશાહે તોબી, કાવસને થોડા પણ સખ્ત બોલોમાં તેની હઠ ને ચેરાપણાં માટે ખખડાવ્યો, ને તે બચ્ચાંની છાતી તેની ગંભીર અસરના સબબે જુસ્સાંનાં દચકાંથી ઉંચકાઇ જવા લાગી!

"મને માફ કરો, મમા," તેના પર ખરેખર ઘણી અસર થવાથી તે

લાગણીઓથી રડતાં રડતાં તેણે કહ્યું. "હું ફરીથી કદી એમ હઠ કરશ નહી ને ચેરો થવશ નહી."

"ઘણો ઉમદા ખવાસ છે," તે સોલીસીટરે અરધું મોટે અરધું મનસે પતપત્યો, "પણ એને ઘણી સંભાલ ને ખરી કાલજીથી ઉધારવો જોઇએ."

"પણ હું એખલી તે શું કરી શકું ?" આલાંમાયે પોતાના ભરથારની યાદમાં બચાવમાં ગોયા રડી દેઇને કહ્યું.

"તમારે ફક્ત પ્યારની વખતે પ્યાર ને ધાકની વખતે ધાક બતલાવવા સિવાએ બીજું કશું કરવાનું નથી," તેઓએ સમજાવ્યું, "ને મારી દલગીરી એ છે કે તમો ફક્ત પ્યારજ કરી જાણો છે ને ધાક મુતલગ બતાવતાં નથી, જેથી એ તમારી ભુલના સબબે હીરા જેવું બચ્ચું ધુલ થઈ જવાનો ગંભીર સંભવ રહે છે."

એ પછી રફતે રફતે સોલીસીટરે કાવસને શીખવવા એક સ્ત્રી શીક્ષક ઘરમાં રાખવાની આલાંમાયને ભલાંમણ કરી ને સમજાવી. તેણે તેણીને ખાત્રી કરી આપી કે તેનાં બચ્ચાંને માટેના હદબાહેર પ્યારના સબબે તે તેને જોઇયે તેવી કેળવણી આપી શકનાર નથી, ને ત્યારે અંતે આલાંમાય ગવરનેસ રાખવા આનાકાની વચ્ચે કબુલ થઇ.

પણ મામલો હવે એટલી હદ સુધી બીગડેલો હતો કે તે પછીનાં ત્રણ વરસમાં "ધોબીના વાગા" ની કીસમે ગવરનેસો બદલાયા કીધી ! કાવસ તેમને એવી કીસમે "દાંતમાં ખાસડું" આપતો, કે તે બીચારીઓ અંતે નામુરાદ ને નાહીંમત બની કાયર થયલી તે નોકરી છોડી જતી !

એક વધારે હીંમતવાને તો એક વખત આલાંમાય ઘરમાં ન હતી તેનો લાભ લેઇ તેને સજા તરીકે એક ઓરડામાં ભુખો કેદ કરી બારણુંને બાહેરથી ચાવી વટીક દીધી, પણ પછીથી જણાયું કે એક હેમક નોકરે ડુપલીકેટ ચાવીથી બારણું ખોલી તે બચ્ચાંને "દયાથી" પેટ ભરીને જમાડયું હતું !

અલબત, એ ઉપરથી તે ગવરનેસે ઘણા ગુસ્સાથી આલાંમાંય આગલ તે નોકરની એ બેઅદબીની ફરયાદ રજુ કરી, ને તે નોકરનો "જારશો કાઢવાનું" કબુલ કરી આલાં માયે તેને પોતા પાસ તેડી બો મંગાવ્યો પણ જ્યારે તે નોકરે ખોટું કે-ખરૂં-રડી દેઇને બાઇને સમજાવ્યુ કે કાવસ ભુખે હતો એમ જાણવાને સબબે તે પોતે ખરી ભુખથી ખાઇ શક્યોજ નહી"

ત્યારે તેની તે "વફાદારી" આલામાયને પોતાના બચ્ચાં તરફના તેણીના મોટા વ્હાલને સબબે એટલી બધી ગમી, કે તેણે તે નોકરને સાંમો ઇનામથી નવાજ્યો!

એથી તે ગવરનેસે જોયું કે આ બચ્ચાને સવલે રસ્તે ઉતારવા ને ઉધારવાનું પથ્થર સાથે માથું ઝીકવા જેવુંજ હતું, જેથી તેણી કંટાલાથી બીજીઓ માફક એ નોકરી તજી ગઇ.

## પ્રકરણ—૫ મું.

એટલું તો ખરૂં કે કાવસનો ચેહરોજ એવો મોહો હતો કે જે બી તેને જોતું તે તેની પક્ષમાં દોરવઇને ખેંચાઇ જતું. આયાઓ વરીક સખત થવા માગતાં સખત થઇ શકતી નહીં, ને બધાં નોકરનફરોનો એ બાળક ઉપર એટલો ચાહ થવા પામ્યો હતો કે પેલા નોકરે કરેલો બચાવ કદાપીને ખોટો નહીંબી હોય એ બનવા જોગ હતું, કેમજે બીજે વખત એ પોતાના નાના શેઠને ઠપકા કે સજામાંથી બચાવી લેવા તેણે કરેલા અનેક બીગાડો કે નુકશાનોનો વાંક પણ પોતા ઉપર ઘાલવી લેઇ તેઓ તેને બચાવતાં અલકે બગાડતાં!

આવો મામલો જોઇ સોલીસીટરે તેને ઘરમાં ન રાખતાં કોઇ સ્કુલમાં બેસાડવાની ભલાંમણ કરી, પણ સ્કુલની લાકમારીઓનો ડર કરી તેમ કરવા આલામાયે સાફ દેડાવથી ના પાડી.

તે એક ફાંતાબાજ અબલા અને માતા હતી. નાની ઉમરે ઘર ખટલાનો કારોબાર સઘલો તેણીને એકલીને માથે આવી પડેલો હોવાથી તે કામને લાયક થવાનો તેને મુતલગ પ્રસંગ થયોજ નહી, જેથી આ ખરાબીઓ તેનાં ઘરમાં ચાલુ રહી હતી. ને પોતે ખરેખર ખોટું કરે છે કે ભુલ કરે છે એવો તેને પોતાનો તો કશો સ્વપ્નો બી ન હતો. તે એવાંજ ખરાં દીલના તમામ પ્યારથી તેના ભરથારની હૈયાતીમાં તેને ચાહતી હતી, ને હવે તેનાં બેહુસ્ત પામવા કેડે તે તમામ પ્યાર તેણે પોતાના એકપુરા વારેસ બેટા તે બાળક બેટામાં ભરી મેલ્યો હતો.

તેને વિધવા થવાને એક લાયક અંતર ગુજરવા બાદ સારે સારે ઠેકાણેની લગનની 'ઑફરો' તેણીને પાછી થઇ હતી, કેમજે ખુબસુરતીમાં એ મનોહર જવાંન વીધવાની બરોબરી કરી શકે એવી અબલાઓ થોડીજ મલી આવે એમ હતું, પણ બીજાં લગનના ખ્યાલ ને ત્રાસથી એ ભલી અબલા

કરીને હઠી જતી ! તેનો પેહલો ખાવંદ બેહેસ્તમાં તેની વાટ જોતો ઉભો હતો ત્યારે તે બીજાને વરે ? બનેજ કેમ !

એ સ્વેસે તેણીએ મોટે મોટે ઘેરનાં "માંગાંઓ" ફક્ત એજ અને એકજ વફાદારીની મતલબ ને સબબથી ઠડાર સુમેત ના પાડી હતી. જેઓ તેનાં બચ્ચાં-ન્હાના કાવસને ચાહતાં તેના પરથી તે હંમેશ મરી ફીટતી, ને એ ચાવી મલવાથી એ રસ્તેબી વણાક આરજુમંદ આશકોએ તેનાં દીલની દીલજીત દેવડીને પોંહીંચવાના પછાડા મારયા, પણ કોઇનું કશું વળ્યું નહીં.

"એ ભુલ કરે છે," લોકમત કેહેતું હતું. "એનાં બચ્ચાંપર એ પોતે જોઇતો આંકોશ રાખવા અશક્ત છે, માટે કોઇ સારો આદમી જોઇ એ પરણી જાય તો તે કદાપી એ બચ્ચાંપર જોઇતો આંકોશ રાખે, ને તેને સુધારે."

આ લોકમત ખોટું ન હતું તે અહીંજ જોવાનું હતું કે સ્ત્રી શીક્ષકોથી વળ્યું નહીં ત્યારે પુરૂષ શીક્ષકો રાખવામાં આવ્યા, ને તેઓ એટલા બધા "ધોબીના વાગા"ની પેઠે બદલાયા કીધા નહીં. કાવસને મનથી બઇરાંઓના તાબામાં રેહેવું એ હીણપસ્તી ભરેલું હતું, ને તેથી તે પોતાના પુરૂષ શીક્ષકોને કાંઇક વધતી તાબેદારીથી વધતું માન આપતો જણાતો હતો !

કાવસને બઇરાંઓની જબરી સુગ પેઠી હતી. તે હજી તો આંઠ વરસનો થયો તેટલામાં તો બઇરાંઓથી શરમાવા ને સુગાવા લાગ્યો !

સ્ત્રી શીક્ષકો કરતાં પુરૂષ શીક્ષકો વધારે સમજદાર નિવડયા. તેઓએ તેનાં લેસન ઉપરજ તેનું ધ્યાંન રોકી રાખ્યું નહીં, પણ લેસન ઉપરાંત બાહેરની અનેક તરાંહની રમત ગમત ને કસરત ઉપરબી તેઓએ તેનું દીલ લગાડયું, જેથી તેઓ એ નાના સપુતને વીશેશ ગમવા લાગ્યા. તે બાલક ઉમરાવની નસોમાં જે ઉંચ લોખમનું લોહી દોડતું હતું તેના પ્રતાપે ઘોડેસ્વારી, તીરંદાજી ને એવી અનેક કસરતો તેને શીખાડવામાં આવી તે તેને ઘણીજ ગમતી, માફક આવતી અને અનુકુલ થઈ પડતી જણાઈ.

અલબત તેની વીહલી પડતી વ્હાલી મા તો તેની દરેક હીલચાલમાં તેની પ્યારી જીંદગીનો જીવસતોસત જોખમ માંની તેની પછવાડે આંફલી ફાંફલી ને અધીરી પડતી, પણ તે બચ્ચાંએ પોતેજ પોતાની માવતરનાં તે બચ્ચાંસહી ફીકરો હસી કાઢી, ને તેણીને હીંમતવાંન બનવા ફરજ પાડી. એથી થયું એમ કે તે જે કુલવાંન કરોડપતીનો તે વારેસ હતો તેને એબ લગાડવા જેટલી હદ સુધીનો તે બાયલો કે હીચકારો નહીં નીવડે એ જરૂ-

રનું હોવાના સબબે અંતે તેણી પોતાની હીંમત એકઠી કરી મન મોટું કરી શકી.

એટલા માટે જેમ તે સૌથી ખુબસુરત નિવડયો તેમજ ઘણોજ હીંમતવાંન અને બાપ જેવોજ અસીલ અને ઊદાર ઉગરયો. તે નીરાધારની દયા ખાનાર ને દલીદ્રતાની દાદને પોહોંચનાર થયો. તે કોઈને દુઃખ થતું જોઇને કદી સાંખી શકતો નહી, ને જાંણી જોઇને કદી દુઃખ કરતો કે દુઃખ આપતો નહીં.

એ સબબોથી તે સૌનો વ્હાલો થઇ પડયો. બુઢાઓ તેને જોઇને માનથી સર જોકાવતા, ને જુવાન કુમારીકાઓ ને ખુબસુરત જવાંનોને આવતો જોતાં ઓશકની મોજર્થી લાલચોળ થઇ જતી તેનો એકેક સુખન જેમ ઘરમાં તેમ બાહેર હવે એક કાયદા સમાન થઈ પડયો, ને તે સોળમે વરસે એવી પોતાની એક બી ખાહેશ યાદ નહીં કરી શકયો, કે જે બર આવ્યા વીના રહી ગઈ હોય !

---

## પ્રકરણ—૬ ઠું.

પણ એ ઉંમરે તેણે પોતાના એક લાયક ઉસ્તાદ (માસ્તર)ને પાણીચું આપ્યું તેમાં આપણે એ જવાન ઉમરાવનો ઝાઝો વાંક કાઢી શકશું નહી, અને તેથી તેને સબબ તપાસવા આપણે અહીં એકાદ પલ થોભીશું.

તે છેલ્લો ઉસ્તાદ મી૦ ફીરોઝ, કે જે એક ઘણોજ લાયક ને બાહોસ માણસ હતો, ને જેની તાલીમનો છેલ્લાં બે વરસથી કાવસને લાભ મલતો રહયો હતો, તેનાં જીગરમાં જવાંન આલાં માટે છુપો પ્યાર વસ્યો હતો, જે વાતની એ નાના કારલીને પસગવસ બાતમી મલી જવાથી એ "બેઅદબી" સાંમે તેનું બાળક લોહી જુસ્સાથી ઉકલી આવ્યું.

"મારી મા, સાહેબ," તેણે એ વીશે તે શીક્ષકપર ધુંજારો ચલાવતાં ગગડાટ કરયો. "એક અમીરી ખાનદાનની અબલા છે, અને એક ફીરેસ્તો છે. તે જેમ મારા પીતાજીનાં જીવતાંજીવત તેની એકલાની હકદાર ધણીયાંણી હતી તેમજ હજી પણ છે, ને સદા રેહેવાની છે."

"બીજી અબલાઓ બીજી વાર પરણે છે, તો જવાનીમાં રાંડીરાંડ થવા પછી તમારાં માતાજી કાંએ નહીં ફરીથી પરણી શકે તે હું જોઇ શકતો નથી ?" આ નહીં વકી રાખેલા એક બચ્ચાંના રોબવંતા ધુજારાથી પાં ણું પાણી થઇ જતાં તે શીક્ષકે બચાવમાં જેમ તેમ ને જે આવડયું તે બોલવાની હીંમત કરી !

"તેને ફરીથી પરણવાની જરૂરજ નથી." કાવસે વધતા ગુસ્સામાં આવી કહ્યું. "મારા મરનાર બાપ અને હું મલીને તેણીનું જીગર પ્યારથી એટલું ભરપુર ભરી મેલ્યેછ, કે તેને બીજાના પ્યારની પરવાહ કે જરૂર નથી; અને તેમ કરતાં કદીને તે ફરીથી પરણવાનો વિચાર બી કરે તો બી તમારે તો જાણવું જરૂરનું છે માસ્તર, કે એ વાત તમારી સાથ તો જીનહાર બનેજ નહીં. તમારા કરતાં લખો દરજ્જે બેહેતર તોખમના ઉમરાવો અને અમીરો—"

"કારશી, કાવસ," તે શીક્ષકે ખફગીથી ઉકલતાં, આવી હીનપસ્તી નહીં તામોસ થવાથી કહ્યું.

"હું તમોને એમ બધું ખુલ્લું કેહીને અપમાન કરવા કાંઈ ખુશી નહીં હતો," કાવસે કહ્યું, "પણ તમો મને ફરજ પાડોછ. તમોએ આગમચથીજ જાણવું હતું કે ખરી ખાનદાંની બાનુંઓ કાંઇ પોતાના દીકરાઓના માસ્તરો સાથે પરણી જતી નથી, અને હવે તેથી તમારે અહીંથી આજ ને આજ રસ્તો કાપવો."

"મને રજા આપવાનો કંઇ તમોને હક નથી." શીરોઝે કહ્યું.

"મને બધો હક છે," કાવસે થથરાવ્યું. "હું સોલ વરસની ઉમરનો હવે થયોછ, ને મારી માવતર સાથ પ્યાર કરવાનો બેઅદબ વિચાર ધરાવનારને એક કલાક બી મારા મેહેલમાં હું તાંમોશ કરી શકનાર નથી."—અને ઘણુંજ રોબથી એટલું બોલી અજાયબીમાં દાગ્યું વકાશી તથા ડોલા ફાડીને પુતલાંની કીસમે ટકટક જોતા ઉભા રહેલા તે પોતાના શીક્ષકને ત્યાંજ એકલો છોડી કાવસ દમામથી ચાલતો થયો!

તે પાધરો પોતાની મા પાસ ગયો. આલાંમાય તેનાં આરામે દીવાંનખાનામાં વાંચતી બેઠેલી હતી, પણ પોતાના દીકરાને આવતો જોતાં હંમેશ મુજબ તે ચોપડી તેનાં હાથમાંથી સરી પડી. તે પોતાના દીકરાને જોતી એટલે બીજું સઘલું પડતું મેલતી—સઘળું વિસરી જતી, એટલી હદ સુધી આ વીધવા માતા પોતાના એ એકના એક સપુતને ચાહાતી હતી! તેને મનથી કાવસ તેજ તેની આખી દુન્યા—તેણીનું સર્વસ્વ હતું!

પણ તેના દીકરાનાં ભવાં ઉપર ગુસ્સા ને દુઃખનાં પ્રગટ ચિન્હો જે આજવેર આગલ કદી નહીં નજરે આવેલાં તે હાલ હડી રહેલાં જોઇ તે

માતા અજાયબીમાં દંગ બની ગઇ! "તુંને શું છે, મારા દીકરા?" તેણીએ અજાયબીથી પુછયું.

"માયજી," તેણે એ સવાલના જવાબમાં ફકતીને કાકલુદીથી સાંબો પાછો સવાલ કરગો, "મને ખરૂં કેહો, શું તમો ફરીથી પણુવાનાં છેઓ?"

તેણીનું તન બદન ગોમા એ સવાલથી કાંપ્યું–કમકમયું, ને તેણે ધીમે સાદે કહ્યું, 'હું ફરીથી પરણું?–ખચીતજ નહીં, પણ કેમ વારૂં?"

"તમે મારા પીતાને તેની હૈયાતીમાં જેટલો ચાહતાં હતાં તેટલોજ હજી તેનાં મુવાબાદ બી ચાહોછ એ વાત ખરી છે કેની?" તેણે હજી પાછું પુછયું.

"અલબત, ને તેથીબી વધારે; પણ કાંય દીકરા?"

"બસ મને એજ તમારો જવાબ જોયતો હતો," તેણે ખુશાલીથી ખાલી નીકલીને કહ્યું. "માએજી, મેં મારા માસ્તરને આજથી પાંણીચું આપ્યું. તમે જાણોછ તેણે શું વાંક કરયોછ તે?"

"કદાચ તારી કાંઈ ભુલ સુધારી હોશે?" તે માતાએ પોતાના રોબ-વંતા દીકરાથી બીહતાં બીહતાં કહ્યું.

"તે મારી ભુલ સુધારે? છટ!" કાવસે તુચ્છકારથી કહ્યું. "મેં તેની ભુલ સુધારી! તેણે તમારી સામે તકરાર કીધી છે—"

"મારી સામે?"

"હા, ને તેબી મેં તેને ફકત રજા આપીનેજ સજા વગર જતો મુકયોછ એ તેનાં ગોટા નસીબ છે. તે હેમક તમારા માટે કુપો ખ્યાર ધરાવતો માલમ પડયોછ!"

"ઓ, કેટલું બેઅદબ!" આલાંમાયે કચવાઇને કહ્યું.

"કંઇ નહીં, માયજી, હવે તમે ફકર ના રાખો" તે વફાદાર દીકરાએ પોતાના નાહના હાથ તેની ગરદન આસપાસ વીંટાલીને ખ્યારથી તેને પસ-વારતાં ધીરજ આપી કહ્યું. "હું હવે સદા તમારી સાથેજ છેઉં ને હું હૈયાત છેઉં ત્યાંવેર ફરીથી કોઇ તમારે માટે એવો બેઅદબ વીચાર કરવાનું માથું ઉંચકશે તેને હું ગોલીથી ઠાર મારશ"

## પ્રકરણ ૭ મું.

તે માતા તેના બાલક બેટાની આ ઉશ્કેરણી ને મરદાનગીથી ખુશ થઇ હરખથી હસી! તે આટલી બાળ વયે એવો હીંમતવાન, એવો શુરો ને સમજદાર નીવડયો તે જોઇ તેણીનો હરખ માયો સમાયો નહીં.

"એને મેં રજા આપી છે," કાવસે પાછુ કહ્યું, ને એને આજ ને આજ અહીંથી લીલું લેવું જોઇશે."

"પણ એ વીશે આપણે ભલા શલાહકાર સોલીસીટરનું મત લઇએ તો કેમ સારૂં?" તે માતાએ બીહતાં બીહતાં સુચવ્યું.

"નહીં," કાવસે દડાવથી કહ્યું. "મને કોઇની સલાહની કાંઇ જરૂર નથી. મેં પુખ્ત વીચાર કરીનેજ આ પગલું લીધું છે."

સારાંશ, તેણે તેને વારયો નહીં; આટલી સરકશી ને સ્વતંત્રતા વચ્ચે તેને રોકવાની ઘણીજ જરૂર હતી તેમ મુતલગ રોકયો નહીં, ને તેથી થયું એમ કે હજી તો તે પોતે પોતાની સંભાલ નહીં લેઇ શકે એવો નાનો બાળક હતો ત્યારથીજ તે ઘરની હકુમતને હાથ કરી લઇ તેનો સાહેબી કરનારો શેઠયો થઇ બેઠો!

તે હવે એ નાની હીલચાલની સરદારી ને આગેવાની ઉપરથી પોતાને સૌથી મોટો, ડાહ્યો, ને સ્યાણો સમજવા લાગ્યો!

આજવેર તેની માતા તેની સંભાલ કરનારી હતી, ને તેને માતાના તાબામાં ને કહ્યામાં રેહેવું પડતું હતું, ને હવે—એટલા વારમાં તો તે તેની માતાની સંભાલ કરનાર ને તેણીને પોતાનાં કહ્યામાં ને તાબામાં રાખનાર થયો, જે સઘલું તેની માતાની એક ભુલ—લાડઘેલો બનાવી છેકજ નરમ દોરી મુકવાની એકજ નાની કસુરનું પરીણામ થયું!

તેણે ફીરોઝ માસ્તરને બાહરો બાહેર 'પાણીચું' પકડાવ્યું. અલબત તેણે તેને કાંઇ છેકજ હરધુત કરીને જાહેર હીણપરતી વચ્ચે હાંકી કાઢવાની સરચાંમ નાદાની કરી નહીં, પણ તે શાક્ષક જાણે અચણુચ નીકળી આવેલાં કામે જતો હોય તેમ, ગુપચુપ ગાંસડાં પોતલા બાંધી, નોકર નફરો વચે 'અગતનાં કામનોજ" સઘલો દેખાવ કરી ચાલતો થયો. એમ છતાં તેણે જવા પહેલાં આલાંમાયને એક વખત મળવા ને મળીને રજા માંગવાની કાવસ પાસે ઘણી ઓજરખાહી સાથે ઇચ્છીયું પણ તે તેણે માન્યું નહીં.

"તેઓ તમોને જોવાને ખુશી નથી, તેને એક મોટા માણસ જેવો મોભારી સાહદ કાહીને ગડગડાત ક્હ્યું.

## પ્રકરણ—૮ મું.

"મારી માતા સાથે તમે પ્યારમાં પડવાની જે હેમાકાત કરી છે તે માઇજ નહીં પણ એક ફીરેસ્તા સાથ પ્યારમાં પડવાની બેવકુફી ને નાહાની બરાબર છે; વાસ્તે હવે વધારે ખટપટ વધવા નહીં ચાહતા હોવો તો હું કેહુંછ તેમ હયાંથી વગર ઢીલે રસ્તો કાપો"—અને આવા તીખા તુચ્છકાર ને તાણાંજાણી સામે તે શીક્ષક ટકી શકયો નહીં, માટે પોતાના ભણાવેલા ને શીખવેલા શીષ્યનીજ આપેલીજ આ ચાનકના ચમચમાત વચ્ચે તે બીચારો નીચી મુંડીએ તે મોટો બંગલો છોડી ચાલતો થયો.

એ પછી થોડુંએક કાવસે પોતાના અભ્યાસ અર્થે ઓક્ષફર્ડની કોલેજમાં જવાની પોતાની ખાહેસ જાહેર કરી, અને ભલા સલાહકાર સોલીસીટરે એ તેની મરજીને દીલોજાન ટેકો આપ્યો.

માસ્તરને આપખ્તયારીથી રૂખસદ કરી દેવાનું એ નાહાન છોકરાનું કામ તે નેકખાંહ બુજરોગને ગમ્યું ન હતું, જેથી તે હવે વરસ બે ત્રણ ઘરમાંથી એ રીતે બાહેર જાય ને બાહેર રહે એ તેણે તે બચ્ચાંના ભવીશના લાભ માટે અવશય જરૂરનું માન્યું. અલબત જો એ દરખાસ્ત આલાંમાય તરફથી થઇ હતે, ને તે જો એ જવાંન બેટ્રાએ કબુલ રાખા હતે તો તે તેમણે બેવકું ગમતે; પણ પોતાના બેટા માટેના હદ વનાના પ્યારમાં ગીરફતાર થયલી ને ભુલેલી તે ભોલી માતાને તેવું કાંઇ સુજ્યુંજ નહીં, એટલે તે દીકરાએ પોતેજ શીખવાની કાલજીથી ઓસફર્ડ જવા માંગ્યું તે પણ એ જઇફ સોલીસીટરને ઘણું ગનીમત લાગ્યું.

એ જુદાઇનું દુઃખ શ્રીમંત આલામાંયને મનથી પેહેલી શરૂઆતમાં પાહાડ જેવું હતું. તેણીએ આજ તક પોતાની મીઠી બચ્ચાઓમાંથી એ વ્હાલા ને ચેહેરેનમુન દીકરાને એક કદમ દુર મોકલ્યો ન હતો, માટે તેહ ઓક્ષફર્ડ જવાની તેની એ મરજી સોલીસીટરના આગ્રહ વચ્ચે અંતે મંજુર કરતાં તે માતાને જીવપર બેડવું પડયું.

વલી તેણે આજવેર તે દીકરાની એકબી મરજી ના પાડી ન હતી, તો તેની ઓક્ષફર્ડ શીખવા જવાની મરજીની વીરૂધ કામ લેવાની તેને ફરજ પાડવાનું તે હેતાલુ માતાને ગમ્યું નહીં. ખરેખર, તેને તેની મરજી માફક નહીં ચાલવા દેવાને તેણીના મરનાર ભરથારે એ અબલાને ખુદ ખુદાનાં પાક નામથી સોગંદ આપી ફરજ સોંપી હતી, અને તેબી હાલ તેણીએ ફીરજથી યાદ કરયું તો તેની એવી એકબી હીલચાલ કે એવો એકબી સમો

ન હતો, કે જેમાં તેણીએ એક માતાની સત્તાથી તે બાળકને પોતાની મરજી માફકજ વરતવાની ફરજ પાડી હોય!

ઉલટું, તે કેઇ વાતમાં આડો થશે તેની તેને આગમચથી સમજ પડી ગયલી હોવાના સબબથી તે એવી કાળજી ને સંભાળથી હંમેશ કામ લેતી કે તે મા દીકરા વચ્ચે મતફેર કદી થતોજ નહીં. સારાંશ, એ રીતે તે બચ્ચાંને પ્યાર ને લાડપેલો ઉછારવા જતાં, તેને પોતાની મરજી પર અંકોશ રાખતાં શીખવવાની પોતાની પહેલી ફરજ ઉપર પાંણી ફરવા દેવાની તે ભોળી માતાએ ઘણીજ ગંભીર ને નહીં માફ કરી શકાય એવી જબુન ભુલ કરી!

---

## પ્રકરણ—૯ મું.

તે ઓક્ષફર્ડ ગયો, કે જ્યાંની ત્રણ વરસની તાલીમથી એ જવાંન ઉમરાવને બેશક ઘણાજ મોટા ને સંગીન લાભ પ્રાપ્ત થયા. એ ત્રણ વરસના અરસામાં બીચારી આલામાયનો જીવ તેના વ્હાલા બેટાને મલવા ભરાઇ રહ્યો હતો.

ઓક્ષફર્ડની મોટી કોલેજમાં પોતાની કેલવણી સંપુર્ણ કરી તે હવે "દુન્યા જોવા" ફરવા નીકલ્યો, ને નવાં નવાં દેશાવરો ફરી તથા જોઈજાઇ તે કરતાં વધારે સમજદાર ને બાહોસ બની તે જ્યારે ઘેર પાછો ફરયો ત્યારે તે પાકી ઉમરમાં આવી ચુકયો હતો, ને પોતાના માલ મીલકત ને પૈસા ટકાની સઘલી હકુમતનો અખ્ત્યાર તેના બાપનાં વીલની રૂએ પોતાને હસ્તક લઇ લેવાને તે સ્વતંત્ર થયો હતો.

તેની બાળક અવસ્થામાં તેની મીલકત ને દોલતની તેની માવતર અને સોલીસીટર બન્ને, સૌથી લાયક ટ્રસ્ટી નીવડયાં હતાં; તેઓએ દુરઅંદેશ સંભાળથી તે દોલત બ્યાજે ઘણી વધારી હતી, અને તેથી લાયક ઉમરે આવતાં કાવસ પોતાનું પાકું કરવા ઉપરાંત બીસ્યાર મીલક્ત ને એક મોટી દોલતનો એક મગરૂર માલીક થયો.

તે સુભાગ્ય સહવારની આગમચની રાત્રે જવાંન આલાંમાય પોતાના જાનથી જ્યાહા એ તેના બેટાને લઇને તે ઓરડામાં ખાસ ગઇ, કે જ્યાં તેણીનાં વ્હાલા ખાવદે પોતાનો છેલ્લો દમ ખેંચ્યો હતો. તે ઓરડામાં તે દુઃખી વાહોથી જખમાયલી માતાએ રડતાં રડતાં તે સઘલી ગઇ ગુજરી વાત તેના બેટાને કહી સંભળાવી, ને તેનો બાપ કેવી રીતે એક નજીવા

હઠનાં પરીણામમાં પોતાનો પ્યારો જાન નાહક બરબાદ કરી મુવો હતો તે બધી હકીકત તેણીએ તેને બ્યાન કરીને કહી.

વળી તેણીએ તેને તે વખતે તેના મરતા ખાવંદ તરફથી આપવામાં આવેલા કસમની વાત કહી, અને પોતાનાં તેને માટેનાં વ્હાલનાજ સબબથી તે પવીત્ર સોગંદ અદા કરવામાં તે માત્ર પછાત પડી હતી તે તેણીએ અસરકારક ઢપે કહીને એ હઠની કડુવાથી હંમેશ સંભાળવા તે માતાએ કાવસ દીકરાને ઉંડી ગંભીરતાથી ઘણો બોધ કર્યો, જે કાવસે તેવાંજ ગંભીર ધ્યાનથી સાંભળ્યો. એ શીખામણની તેના પર દેખીતી ઘણી અસર થઇ, કેમ જે તેણે લગભગ રડી દેઇને પોતાની માતાનાં ગળામાં હાથ નાંખી તેને સધ્યારો આપ્યો.

"તમે કાંઇ ફીકર ના કરો, માયજી," તેણે લાગણીથી કહ્યું. "હું તમારો બુઢાપો દુઃખી નહીં પણ સુખીજ કરશ. હું કોઇ વાતમાં હઠ કરવાનો નથી, ને દરેક વાતે તમારો ફરમાનબરદાર, કહ્યાસાર ને તાબેદાર રહેવશ."

તે માતા એ જવાબ ઉપર ઘોર કરતી તે રાત્રે પોતાની મખમલી સેજ ઉપર એવડી ખુશાલ, એવડી નીશ્ચીંત ઉંઘી; પણ ભવીશ કોણે જોયું છે?

બીજી સહવારે સુર્યનાં ઉગવા બરાબર "નાદર કાસલ"નો તે જવાંન ઉલટમંદ નવો માલીક ઉમંગભેર ઉઠ્યો, અને જે બેશ્યાર મીલકતનો બાપીકા વારસાથી હવે તે એકલો હકદાર ને સ્વતંત્ર માલીક થયો હતો તે મોજ ને મગરૂરી વચ્ચે નિહાળતો બાહેર બાગમાં ઉતર્યો.

તે ફુલફલાદી ને ઝાડપાનથી ઘેરાઇ રહેલા મોટા વિસતીર્ણ બાગ, બાજુમાંની એક ચાલી, વચમાંનો ખુબસુરત ફુવારો કે જેનાં પાણી એક ન્હાની નદીની મિસાલથી ઉંડાં વહેતાં હતાં તે, અને આસપાસની તમામ તાજગીથી તેનો જીવ ખુશીમાં ખીલી રહ્યો. તે સઘળું તેનું-તેનું પોતાનું, તેનું એકલાનું હતું! એ દોલત અને એ વારસો, એ માલ અને એ મીલકત તે ખોહવા કે વધારવાને એકલો ને સ્વતંત્ર સાહેબી કરનાર માલક હતો! અપજશથી એબ લગાડવા કે સદ્ગારતાથી તે બધું શોભાવાને આજના ઉગતા દહાડા પછીથી છેક તેની હૈયાતી સુધી હંમેશ તે હવે છુટો ને સ્વતંત્ર હતો!

તેને માથે કોઇ માહવત ન હતો; કોઇના કશા અંકુશનો હવે તેને આંકોડા રહ્યો ન હતો! એ ખયાલોમાં તે ઘડીભર લીન થયો, ને એવી મીઠી સ્વતંત્રતા ને સાહેબીના ખુશીભર્યા વિચારોથી તેનું મન હર્ષ અને આનંદમાં તુરત તેજી પ્રફુલીત બન્યું.

પણ તે જાતે અને રંગેરગ એક ઉંચી પંકતીનો અમીર ખાનદાન હતો, માટે એવી મીઠી પણ દાબી સ્વતંત્રતાનાં જુદાં અબીઆનથી તેનું માથું એકદમ ફરી ગયું નહીં. એ સઘળી સત્તા ને સ્વતંત્રતાના રૂડામાં રૂડો ઉપ-યોગ કરવાને તેણે કસદ કર્યો, ને એ સ્વતંત્રતા છતાં તેની વ્હાલી માતર તથા પેલા ભલા મોટાશાહની સલાહ પ્રમાણેજ સદા વર્તવા ને કામ લેવાના તેણે ત્યાં મન સાથે પવીત્ર કસમ લીધા.

તેના બાપનો નાશ હકના દેવે કર્યો હતો તે યાદ કરી ગઇ વાતની તેની વ્હાલી માતાની મીઠી સમજાવત પર તેણે ગંભીર વીચાર કર્યો, અને તેણે તે બોહલાં બાગનાં એક એકલાં એકાંતમાં ગમીથી સર નમાવ્યું. તેના બાપે એ હકનીજ કદુવાનાં પરીણામમાં ભર જુવાન વયે જે ઓરડામાં પોતાનો છેલ્લો દમ ખેંચ્યો હતો તે ઓરડાની બારી તે ઉભો હતો ત્યાંથી દેખાતી હતી, માટે તે બધાંની અસર વચ્ચે તેણે ઉપર કેહેવા મુજબ બેહમાં એક ઠડાવો વચ્ચે ગમીથી સર ઝોંકાવતાં તે મહાનામી સાહેબથી દુવા માગી કે 'ખુદા મને મારા બાપદાદા ઉપરના તે એકજ બુરા આપની કદુવાથી હમેશ બચાવો!

---

## પ્રકરણ ૧૦ મું.

તે દીવસ 'નાદર કાસલ' માં મસ મોટી ધુમ મચી રહી—ગરીબ ગુરબાંઓની ન્યાત જમાડવામાં આવી, ને ધર્માદા અને ખેરાતમાં પાપડીની પેઠે પૈસો ઉરાડવામાં આવ્યો. વલી રાત્રે એક દબદબાજારી 'બાલ' ની મિજલસ ખાસ નોતરવામાં આવી હતી, ને કુલવાંન, ધનવાન, જોબનવંતી ને ચેહેરેનમુન સેંકડો નાઝનીનો આ ખુબસુરત ઉમરાવ પર જાન સદકે કરતી પોતાના નાજથી તેને જીતી જવાની હરીફાઇમાં ઉતરી.

પણ તે બધું પથ્થર પર પાણી પડવા મિસાલે હતું! પ્યાર શું તેનો એ ઉધરતા ઉમરાવને હજી એક દુરનો સ્વપ્નો વટીક થયો ન હતો. તે નાજનીનોની દીલજીત ખુબસુરતીએ તેનાં બેદીલ દીલને કશુંબી જીત્યું કે વશ કર્યું નહીં.

તે પોતાની માતાને હંમેશ કહેતો કે જયાંવેર તેના જેવા મીઠા ચેહેરા ને મીઠા ગુણોની ગુણસંપન સુંદરી તે જોશે નહીં ત્યાં વેર મોહબતનાં કલેજું કોરી નાંખનારાં બાણોની તેને કદી કશા અસર પહોંચી શકવાની નથી.

પોતાની દીકરીઓને સારાં સાસરાં અપાવી તેમનાં માથાં ધોળી કાઢવાને અધીરી પડેલી માતાઓ ને મમાઇઓ મજકુર મેલાવડામાં તેના પરથી ઓહાઇ પંથરાઇ જતી, અને પોતાની બેટીઓને અનેક રસ્તે આગલ પાઠીને તેને જીતવાના પેરવીઓ કરતી, પણ તે સઘલો એ ઉમરાવના બાબમાં મિથ્યા શ્રમ-ફક્ત ફોકટનાં ફાંફાં હતાં ! તેના વિચારો તો માત્ર તેના ફીઝીકલ કલચરની પસંદગી, કુતરાઓની ઉંચી જાત ને શિકાર વિગેરેની ગમતની મોજમાંજ રોકાઇ રહેતા, કે જ્યારે પ્યારનો તો શું પણ પ્યારના એક પડછાયાનોબી તે પોતે મુતલગ શિકાર થયો કે થઇ શક્યો નહતો !

* * * *

એક દીને મોટાશાહ સોલીસીટર આલામાયે સાથે લંબાણ ગુફતેગો પછી, કાવસને અઢતી કેળવણી માટે લંડન મોકલવા પાછાં એકમત થયાં. આલાંમાયે તેને એકલો મોકલવા સાંમે ઘણાક વાંધા વીસ્તી કહાડયા, પણ આખરે, કળાબાજ કુનેહબાજ મોટાશાહના વીચારનીજ જીત થઇ. એ પછી આલામાંયે કાવસને દરેક રીતે સમજાવવામાં લંડન ઉપડી જવા માટે પોતાની ફરજની રૂહે તેને મનાવ્યો. જો કે તેમ કરતાં તે માતાની છાતી પર ગોયા એક મોટો પથ્થર પડતો હોય એમ તેણીને ખ્યાલ થયો.

કાવસને આ શાંત એકાંત તે અહીંની એકાંત જીંદગી એવી અનુકુલ આવતી ને ગમતી થઇ પડી હતી, કે હવે લંડનના ધમાલ ને ત્યાંની મોજ શોખની ધુમચકરીમાં ઝીપલાવા માટે આ મોસમ ટાંકણે અગત કરીને જઇ રહેવાની તેની માતાની મરજી સાંમે તેણે પોતા તરફથી બન્યા એટલા વાંધા કરયા, પણ તેના દરજ્જા પ્રમાણે તેણે કેલવણી લેવીજ જોઇએ એવા ઉચ્ચ 'સોસાયટી' ના બાંધેલા કાનુનોને માન આપવાને તે બંધાયલો છે એમ તેની માતાએ સમજાવ્યું, ત્યારે કાંઇક દલગીરી વચ્ચે તેને કબુલ થવું પડયું.

તે ગયો.

લંડનમાં જવા પછીથી કરોડપતી કાવસ પસ્તાયો નહીં. ત્યાંની ખુશ બખ્તીઓ ને ખુશાલીઓમાં ઝીપલાવા પછી તેને એ જીંદગી ધારવા કરતાં જ્યાદે ગમી, તે આમની સભામાં હાજર થયો, ને ત્યાંના માંહા વક્તાઓનાં સુભાશીત ભાષણોથી હદ વગરનો રાજી થયો.

હાઇડ પાર્કમાં સેંકડો દીલજીત ખુબસુરતીઓના મનોહર મુખડાઓ નજર સાથ મલતાં તેનું મન આકરષી તેને ખુશ કરતા જો કે તે ચહેરા-ઓમાંથી એકની, કોઇબી તેનાં દીલપર કશી ગંભીર અસર તો અલબત

કરી શકયા નહીંજ! તે લેવીમાં હાજર થયો, અને પ્રીન્સ ઓફ વેલ્સે તેના સાથ થોડીક મીનીટ મમતાથી વાત કરી એટલે તેનું જવાન જીગર બાગ બાગ થઈ ગયું.

અંતે, પોતાના નાદર કાસલથી લંડનમાં રહેવા આવવામાં તેણે પહેલી હરોલમાં જે કીસમનો જે કંટાળો ધારયો હતો તેટલું બધું કશું તેને લંડન આવવા પછીથી ત્યાં જણાયું નહીં. લંડનમાં મોજીલા કાવસે સમવયના ઘણાક નવા દોસ્તો કરયા અને સંગરયા, પણ તેમાં તેને જેની સાથે સૌથી મોટી દોસ્તીની પ્રીત બાજી તે લૉર્ડ સ્ટેનલી હેટન નામનો હેટન ખાતેનો એક જવાન ઉમરાવ હતો. તે પણ કુંવારોજ હતો, અને ઘણું કરીને હેટનમાં જ્યાં તેની ખીસ્યાર મીલકત હતી ત્યાંજ તે રેહેતો હતો. તેણે પોતાને ત્યાં મેહેમાન આવવાનું કાવસને ચાંપીને ધ્રજન કર્યું, અને તેણે કબુલ રાખ્યું.

કાવસ ઇંગલીશ ડ્રેસમાં નરો જાંગલામાં ભેલાઇ જાય તેવોજ મોહક મુખડાનો અને ગોરો યુરોપીયન જેવો લાગતો હતો એટલે તેને આ ધ્રજનની મીજલસમાં ભેલાઇ જતાં વાર લાગી નહીં.

---

## પ્રકરણ-૧૧ મું.

તે એક કુંવારાઓનો મેળાવડો હતો, કેમકે લાર્ડ સ્ટેનલી પોતે કુંવારો હોવાથી સભ્યતાની રાહે જવાન ખુબસુરતીઓને તે પોતાની મેહેમાનદારી સારૂ નોતરી શકતો ન હતો. એ વાતનો જ્યારે તેણે કાવસ સાથે વાત પરથી વાત નિકલતાં અફસોસ કરયો, ત્યારે કાવસ પોતાના દોસ્તની એ 'બેવકુફી' સામે પેટ ભરીને હસ્યો!

"જવાન અબલાઓનું આપણા મેલાવડામાં કામજ શું હોય જે તેનો અફસોસ કરવો?" તેણે તે અફસોસ હસી કાઢતાં કહયું "જવાંન અબલાઓને શું દાલ દોઢીમાં હોમવાની છે? તેઓ નહીં હોય એટલી પીડા ઓછી કે આપણે છુટથી હસી બોલીને રમી જમી શકયે?"

"બચ્ચાજી, તું હજી કોઇની મોહબતનો શીકાર થયો નથી એટલે તુંને એ ડહાપણ સુજે તેમાં કાંઇ નવાઇ નથી!" પોતાના દોસ્તની સાદાઇથી રમુજ પાંમીને લાર્ડ સ્ટેનલીએ હસતાં હસતાં કહયું; "પણ યાદ રાખજે કે તું હાલ ઘણી નાંકે જીભ લગાડેછ ખરો, ઘણા જ્યારે કોઇ જંજીરમાં જકડાશે ત્યારે તુંને કોઇ મનાવી શકવાનું નથી."

"હંબગ ! ખુદા એ જંજાલની જુસરીથી મને સદા બચાવો !" કાવસે દુવા ચાહતાં કહયું, ને પછી વધારયું, "હવે કાંઇ વધારે મન પસંદ વાત કરયે એ શું જુઠાં તાહેલાં ? વારૂ આજની સહવાર તારે કેમ ગુજારવી છે ?"

"મને તો આજે મારાં થોડાંક ભાડુતો સાથે મારી 'એસટેટ'ને લગતી ચોક્કસ વાત કરવાની છે તેની રોકાંણુ છે," લોર્ડ સ્ટેનલીએ કહયું; "તું શું કરશે ?"

"મને આય સાંભેનાં ખેતરોમાં એકાંત ફરવા ગમેછ," કાવસે માંગી લીધું. 'ખુદરતની એ ખુબસુરતીઓ જોતાં તું જાણે છે કે મારો જીવ કદી ધરાતો નથી, ને હું કદી થાકતો નથી. તુંને કાંઇ અડચણ છે ?"

"એક જરાબી નહીં. તું મારા પરોણા તરીકે અહીં મોજ કરવા આવ્યો છે, કાંઇ કેદ પડવા નથી આવ્યો !" લાર્ડ સ્ટેનલીએ હસીને કહયું, "ને તેથી તું તારાં મનને ગમે તેમ ફરેહરે તેમાં મને શાંની અડચણ હોય ?"

"નહીં, એમ કે કદાપીને તારા નોતરેલા આએ બીજા મેહેમાંનો મને કુંજરો ધારે ?"

"કોઇ કંઇ ધારતું નથી," સ્ટેનલીએ કહ્યું. "અહીં સૌ પોતાને ખુશ લાગે ને મનને ગમે તેમ મોજ કરવા આવ્યા છે."

આથી કાવસ એ ફાજલ પડેલી સહવારે ખરાં દીલની ખુશીની મોજ વચ્ચે તે વિશાળ ખેતરોમાંથી એકલો ફરવા નીકલ્યો. કુદરતના નાદર નકસનો તે એક પરસ્તાર હતો વાસ્તે કુદરતની તે સહવારને પ્રહરની મનોહર લીલા નીરખતો ને વખાંણતો તે ખુશીમાં લીન આગલ વધ્યો. "તું આએ સરલ વાટમાં થઇને ચાલ્યો જશે તો ભુલો પડવાનો કંઇજ સંભવ નથી." લાર્ડ સ્ટેનલીએ તે નીકલ્યો ત્યારે તેને કહી મેલ્યું હતું; ને તે સલ્લાહ લક્ષમાં રાખીને તેજ રસ્તે ખ્યાલમાં ને ખ્યાલમાં આગળ વધ્યો.

* * * *

પ્રીય વાંચનાર ! હવે કાવસને તેના ખ્યાલમાંજ આગલ વધવા દઇ આપણે આ વાર્તાનાં એક બીજા વળાં તરફ નજર દોડાવીશું.

મેરી વોટસન એક જંગલવાસી પરી હતી. તેનું રેહેઠાણુ તેજ એકાંત ને વીશાળ ખેતરોને છેડે હતું કે જયાંથી ઇંગલીશ ડ્રેસમાં કાવસ લાલ ખુદાની ખુબીની પીછાંણુ કરતો ઉલટમંદ આગલ વધતો હતો, અને તે રેહઠાંણુનાં એકાંતમાં તે પોતાના બાપ જોન વોટસન સાથે રેહેતી હતી.

તે બુઢ્ઢો જોન વોટસન ઉપર કહેલા લોર્ડ સ્ટેનલી (કાવસના મીત્ર) નો મુખ્ય કારભારી હતો. તેની જાગીરો ને 'એસ્ટેટ'નાં ભાડાં વીગેરે ઉઘરાવી લાવનાર તે એક આડત્યો હતો, ને પોતાના શેઠનો વિશ્વાસ ને ચાહ વરસોની વફાદારી ભરી નોકરીના સબબે તે લાયક રવેસે સંપાદન કરી શક્યો હતો.

પણ એટલુંજ. ખુબસુરતીની બાબદમાં તો જોન વોટસનની સીફારસમાં કહેવાને કશુંએ ફાજલ ન રહેતું હતું; ત્યારે એવા એક એબ્યલ બલકે લગભગ બદસુરતને ઘર પુનમના ચાંદ જેવી જલેહદાર દીલકશ ખુબસુરતીની આ એક પરી જેવી બેટીનો જન્મ કેમ થયો હશે તે સવાલ લોકોને એક ઉખ્યાંણું પેરે ગુચવાવતો હતો.

એ બુઢ્ઢો એ તરફ આવ્યો ને લોર્ડ સ્ટેનલીની નોકરીમાં થર પડયો હતો, ને તે પછીથી ઉંમરમાં વધતી ને ખુબસુરતીમાં ખીલતી એ તેની બેટીને લગતી અજનયબીના સબબથી લોકોએ તેની સાથ પીછાણ પાડવા ને ઓલખાંણ વધારવાના ઘણા પછાડા મારયા, પણ તે બરીયલ અને કુંજરો માલમ પડયો, ને તેણે એ કીસમના પછાડાને કશું ઉત્તેજન કે વજન આપ્યું નહીં. વલી એ મતલબથીજ તેણે પોતાનાં રહેઠાંણ માટે આ એકાંત સ્થળ ને પસંદ કરયું જણાતું હતું. ને જ્યાંસુધી તે દયાનતનો ચોખ્ખો ને પ્રમાણીક હતો ત્યાંવિર તે તેની ખાનગી જીંદગીમાં મળતાવડો હોય યા બરીયલ ને કુંજરો હોય કે હસતો, તેની તેના જવાન શેઠ લોર્ડ સ્ટેનલીને પોતાને કશી પરવાહ હતી નહીં.

લોક વધારેમાં વધારે જે જાણી શકયું તે એટલુંજ કે મેરીની મા તેને છેક દુધમલ હાલતમાં મુકીને મરણ પામવા પછીથી મેરી તેની કોઇ માસીને આસરે ઉછરી હતી, ને તેણી બાર વરસની ઉંમરની થવા પછી તે માસીનાં મરણ બાદ જ્યારે એ છોકરી અચયુચ બાપને આસરે ને બાપનાં ઘરમાં આવી રહી, ત્યારે તે બાપ પોતેબી પોતાની દીકરીની તે હદ વિનાની ખુબસુરતી જોઇ તાજુબીથી છક થયો ને મગરૂરીમાં ગરક થયો હતો.

તે પોતાની બેટીને ઘણાં વરસથી મલ્યો ન હતો, માટે તેણીની આ અપરંપાર ખુબસુરતી જોઇ તે હેરત રહ્યો; અને જો તે પોતે એ રીતે એ વીશે અજબ થયો, તો તે પરીસુરત છોકરીની ખુબસુરતી માટે લોક ગુચવાય ને અજબ થાય તેમાં અજાયબી શી ?

---

## પ્રકરણ ૧૨ મું.

તે એક બેદરકાર બાપ નિવડયો. જ્યારે મેરી તેની અભણ માસીના આશરામાં હતી ત્યારે તેણે તેની કેલવણી કે તબીયત પર કશું લક્ષ આપ્યું નહીં, ને છેલ્લાં છ વરસથી એક છોકરી તેની સાથે આવી વસ્યા પછીથીએ તેણે એ જરૂરના સવાલ ઉપર જરાએ ધ્યાન પુગાડયું નહીં.

મેરી તેનું ઘર સાચવતી હતી એજ તેને મનથી ઘણું હતું. તેને સહવારના સાતને ટકોરે પેટ ભરતું જોભરવાનું જોઇતું હતું, ને તે તેને માટે મેરી અસાધારણ કાલજીથી હંમેશ હાથમાં ને હાથમાં તૈયાર કરી રાખતી, એટલે તે ઉપરાંત તેને પોતાની દીકરી સાથના બીજા કશા એખલાસની પરવાહ ન હતી.

મેરી બાકીનો ફુરસદનો વખત આખો દહાડો કેમ ને કયાં પસાર કરે છે તે જાણવાની વટીક તેને કાલજી કે પરવાહ ન હતી. ઓર તેને કોઇ રીતનો કંટાલો આપવા વગર તેણી પોતેજ પોતાની કોઇ પસંદગીનો માટી જોઇ કાઢી બાહરો બાહર પરણી જાય એ તેણીનો બાપ ખરા દીલથી ચાહતો હતો!

એવી એ ઉમરાવ લોર્ડ સ્ટેનલીના કારભારી વોટસનની પરીચેહેર બેટી મેરી હતી. તેને લોર્ડ સ્ટેનલીએ આજવેર કદી દીઠી ન હતી—પોતાના કારભારીને ત્યાં એવી એક ખુબસુરતી વસવાનો તે શેકયાનો તો હજી સ્વપ્નોએ ન થયો હતો, પણ તેના (લોર્ડ સ્ટેનલીના) એક ખાસ નોકર નામે હેનરી વેસ્ટે "અંધારામાં છુપાયલો એ ખજાણો" જોઇ કાઢયો હતો, ને તે તેનો પુંજારી થયો હતો.

એતેફાક તેને એ "ખજાણા" ની ભાલ મલી ગઇ હતી, અને મેરીને જોઈ તે તેના પર એવી તો કદમબોસીથી ફીદા થયો હતો કે જે ભુમીપર તે ચાલતી હતી તેની ખાક ચુમવાએ ગોયા તૈયાર તે હોય!

પણ મેરીએ તેનું કાંઇજ ગણકાર્યું નહીં. તે બધી વાતે અભણ હતી, પણ એક વાતે બાહોસ હતી, ને તે બાહોસી તેની પોતાની ખુબસુરતીના બાબમાં હતી. પોતે કેટલી ખુબસુરત હતી તે તેણીને રોશન હતું, અને પોતાની ખુબસુરતીની લગોલગ કદમ ભરી શકનારી કોઇક જવલ્લેજ હશે એમ તે સમજતાં શીખી હતી.

એટલા માટે હેનરી વેસ્ટની એ ફીદાગીરી તેણીએ તુચ્છકારથી હસી

કાઢી. પોતાની એવી ખુબસુરતી તે શું તે એક નોકર પર ગુમાવે? એ વિચારજ તેણીને હસી કાઢવા જોગ લાગ્યો!

પણ હેનરી વેસ્ટ પોતે વળી એવો બાંગડનો બાંગડ હતો કે એક હારથી હારી બેસવું એ બાયલાનું કામ જાણી તેણે મેરીની પુંઠ મુકીજ નહીં. તેની બુઢી દાયા જેનેટ સાથે મેરી આખો દીવસ ઘરમાં એકલી રહેતી હતી, ને ઘરડો વોટસન કામ પર એકવાર સહવારે નિકલવા પછી રાત સુધી ઘેર પાછો નહીં ફરતો હતો તે સર્વે તેને માલમ હતું, વાસ્તે તેણે મેરીનાં ઘર પરથી અવાર નવાર હેર્યું લેયા કરવાનું જારી રાખ્યું.

એમ કરતાં જો કોઇક વાર મેરીને ખેતરમાં એખલી નિકળેલી તે જોતો તો ખુશીથી થોભતો, ને તેણીને ફુલ પાંનની ભેટ સોગાદથી વાતચીતમાં ઉતરવા લલચાવતો.

ખરેખર, તેનો પ્યાર જેટલો ખરાં દીલનો તેટલોજ વળી હઠીલો ને હાર નહીં ખમી શકે એવો ખારીલો હતો, ને જો મેરી કરતાં કોઇ જરાબી વધારે સમજદાર છોકરી હતે તો તેની નિરાશીની ખફગી માટેનાં તેનાં કપટનો ખ્યાલ કરતાં ડરીને ધ્રુજતે; પણ મેરીને તે વાતનું કશું ભાન ન હતું. તેણે હજી દુન્યા જોઇ ન હતી, ને તેથી કપટ તે કેવું થાય તે ખ્યાલ હજી અનુભવ્યો કે જાણ્યોજ ન હતો.

એમ કરતાં એક ખુશનુમા સહવારે પોતાના ઘરડા બાપના નોકરીએ જવા પછીથી મેરી સરેસ્તા પ્રમાણે એખલી પડી ત્યારે હંમેશ મુજબ તેને ઘરમાં સઘળું કરડવા ધાવા લાગ્યું. તે બુઢી બોખી જેનેટ સિવાય તેને કોઇના કશા સમાગમ કે સહવાસનો સખારો ન હતો તે ઉપર તેણીએ મનમાં ને મનમાં બલાપાથી અફસોસ કર્યો, ને ઘરનાં તે એકાંત કરતાં ખેતરોમાંનાં ઝાડ પાનના પરંદા ને પંખેરાંનાં મધુર ગાણાંમાં તે વિશેશ મજાહ માનતી, માટે પછીથી તરત તે મજાહ સોધતી તે ઘરમાંથી બાહેર પડી.

તે મલકાતી ને લલકારતી ચાલી. તે ચાલી અંતે જ્યારે તડકામાં ફરતાં તે થાકી ગઇ ત્યારે એક મોટાં દરખ્તના થડને અઢેલો મારી તેનાં પાતરાંના શીતલ છાયા હેઠલ તે નિરાંત કરી અરધી અલેટાયલી અદાથી ફસડાઇ પડી—બેઠી.

## પ્રકરણ ૧૩ મું.

તે કોઇ કવિ ગાતારાની પીછીને માટે એક સૌથી દીલકસ ચીજ હતું. તેણે પોતાના માથા ઉપરથી ટોપી કાઢી નાંખી ઓરડુમાં મુકી હતી, કે જ્યારે ઠંડા વાયુથી નાગણ પેરે નાચતાં તેનાં કાલાં, પેચદાર, રેશમ સરખાં નરમ ને ચલકતાં બાલનાં લાંબાં જુલફાંઓ તેની અરધી નગ્ન ગોરી ગરદન ઉપર નાજ ને લાડથી નાચતાં હતાં ! તેનાં દીલમાં ઉઘાડા હાથનો એક ઢીલો ફ્રાક હતો, કે જે વલી તેનાં સીધાં પતલાં ને ઉંચા બદન સાથની તેની એ મોજીલી અદામાં તેણીને હજીર ઘણી વધારે મનોહર બતાવતો હતો !

એ મિશાલે તે બેઠી હતી, ને બેસાંને ખુશ મિજાજે કાંઇ ગાણું, જે આગલ તેણીના લંબાણ અભ્યાસ વચ્ચે સ્કુલમાં તેને શીખવવામાં આવ્યું હશે તે, પોતાનાં મન જખમાવનારા, દીલ બેહેલાવનારા. ઠંડા, મીઠા, મધુર શરોદે ધીમે સાદે ગાતી હતી, તેટલાં-તેટલાં પછવાડેથી કાંઇ ઓલો પડયો. એવા ઓળા, આસપાસનાં મોટાં ઝાડોની હવામાં જોલા ખાતી ડાંખલીઓના સબબથી તેણી બેઠી હતી તેની આસપાસ ઉપરા સાપરી પડયા જતા હતા, વાસ્તે તેણીએ આ ઓલાની પહેલાં તો કશી પરવાહ કરી નહીં, પણ જલદીજ તે ઓલો તેની ઓરડુમાં થંભ થઇ ગયો, ને ત્યારે તેણીએ ચમકીને પાછું ફરી જોયું તો ઉમરાવ અદાનો એક અની ખુબસુરત જવાન અદબથી હાથમાં તોપી લઇને તેણીની ઓરડુમાં ઉભો હતો !

"હું મારો રસ્તો ભુલ્યો છું, બાનું," નજર એક થતાં તે જવાંન કે જે કોઇજ નહીં પણ સહવારના સહેલધાહે નિકળેલા આપણો દોસ્ત કાવસ પોતે હતો તેણે નમનતાઇથી કહયું; અને પછીના તેણે બોલવા માંગેલા બોલો તેનાં ગલામાં ખુંચી બેઠા ! તે બોલીજ ન શકયો !

તાજુબી ને વખાંણની એક ગીરફતારીમાં ગરક થયલો તે જવાંન આ ધરતીની તે એક અજાયબ ખુબસુરતીનાં તાજુબી પેદા કરનારાં હોસાંનુ ઉપર બેહોસ સરખા ટીકતો ઉભો !

તેણે આજ વેરમાં કાંઇક ખુબસુરતીઓ જોઇ હતી, કે જે ઘણાકનાં દીલ આકર્શી લીએ, પણ આવી તેજસ્વી ખુબસુરતી, આવી આફતાબી નુરાંની તેણે કોઇબી ઓરતમાં આજવેર કદી જોઇ ન હતી, ને તેથી તે જોતાં સાથે ઓરતો માટેની પોતાની તમામ સુગ, ઢમકમાટ ને કંટાલો

થોડીક ભુલી જઇ એ કાવસ જાંગલો તે છોકરીની ખુબસુરતીના તાબેથી ખુદરતી રવેસે બેતાબ થયો !

એક મહાન કવી ગાય છે કે 'પ્યાર જ્યાંવેર ઓચીંતો ઉભરાઇ આવતો નથી ત્યાંવેર તે ખરો પ્યાર હોતોજ નથી,' ને કાવસના બાબમાં ઓચીંતા પ્યારના ઉભરાનું એ એક તદન અચંબુસું ને સ્વપ્ને નહી વકી શકેલું પજરણ પડયું !

ફક્ત થોડીક પેલ આગમચ તે સાચ્ચા પ્યારની ચોખ્ખી વાતને 'જબીન' બીના કહી તુચ્છકારથી હસી કાઢતે, અને એમ છતાં આ ખુબસુરતી સાથે રૂબરૂ થતાં પ્યારના અજીત દેવે પોતાના જોરેમંદ હાથનો એક ઘાયલ કરનારો કારી તીર તેનાં કલેજામાં મારી તે જવાંનનું નવજવાંન જીગર આરપાર વિંધી નાંખ્યું !

તે એમ ભાંણુ ભુલો ટીકતો ઉભો હતો તેવામાં મેરી બોલી, એટલે તેના મધુર અવાજે તેને ચોંકાવ્યો. "તમે કાંઇ જવાનો રસ્તો ચુકયાછ ?" મેરીએ ખુશ મિજાજે મીઠાસથી હસતાં પુછયું; કેમજે પેહેલીંજ નજરના તેણીની ખુબસુરતીના ઝટકાથી આ જવાન જખમાયો હતો એ એક તડાકામાં જોઇ ને સમજી લેવાનું તે સુંદરીને માટે મુતલગ મુસ્કેલ નહી હતું.

"હું લોર્ડ સ્ટેનલીનો એક પહેરોણો છઉં," કાવસે કહ્યુ.

"ત્યારે તે મકાન પર જવા તમારે ખેતરની પેલે પાર ઉતરવું જોઇશે," મેરીએ ઇધાંણી આપી...ફકત અરધો માઇલ સુધી ચાલશો તો તમે તેની સહરહના ખરા રસ્તા ઉપર ઉતરશો."

"ત્યારે અરધો માઇલ તરત ને તરત ચાલવાની માગમાં સકતી નથી, માટે તમારી રજાથી હું જરા વિસામો લેવા અહીંજ થોભશ," પ્યારમાં ગીરફતાર બનેલા તે જવાંન ઉમરાવે મેરીની સાંમે એક બીજાં ઝાડ નિચે બેઠક લેતાં કહયું. "હું ઘણું ચાલી આવ્યો છું તેથી અતી ઘણો થાકી ગયલો છું."

અને પછી તેમના વચ્ચે વાતચીતનું એક ગાડુ ગબડયું ! મેરીએ તેનાં માંગવાથી તેને પોતાની ઓલખ આપી, ને કાવસે તેણીની જાહેસથી પોતાને ઓલખાવ્યો; ને એવો એક મોટો કુલવાંન વગદાર ને ધનવાંન ઉમરાવ તેના ઉપર રીઝા થયો હતો એ ખ્યાલનાજ હરખમાં ખુબસુરત મેરી ગરક થતી જણાઇ ! તેઓએ ઘણો વાર બેસીને તરેહવાર વાત કરી. લોર્ડ સ્ટેનલીએ તેને આગલ કદી જોઈ હતી કે નહીં તે સ્ટીક કાવસે

તેણીને પુછ્યું, ને મેરીએ પોતાના બાપના શેઠનાં તેણીને કદીબી દરશન થયાં નથી એમ જ્યારે તેને જવાબમાં ખાત્રી આપી ત્યારે તેણે એક મોટા છુટકારાનો દમ ખેંચ્યો, કેમકે રખે તેના દોસ્ત સ્ટેનલીએ અત્યાર આગમચ તેને જોઇ હોય ને જીતી ગયો હોય તેનો એ ઉમરાવને ભય પેદા થયો હતો!

અલબત મેરીએ તેની આગલ લોર્ડ સ્ટેનલીના નોકર હેનરી વેસ્ટની તેણી માટેની ચીદાગીરી કે પીછાંણની મુતલગ વાત કરી નહીં. તેણીને બીહીક હતી કે એવા એક કમીના નોકરે તેણીને માટે એકબી ઉમેદ દીલે વસાવી હતી એમ જાણ થતાં તે પોતે આ ઉમરાવની નજરમાં ઘણી ઉતરી જશે, જેથી એ વાતના તેણે સંભાલથી અખાડાજ કરયા.

ટુંકમાં, જ્યારે ઘણી દીલખુશ ગુફતેગો પછી કાવસ દીલની કાંઇક આનાકાંની વચ્ચે મેગીથી રજા ચાહતો ઉઠયો, ત્યારે તે બેઉ એકમેકથી અતી ઘણાં રાજી થયલાં હતાં. એ વાતચીત દરમ્યાન કાવસને જોઇ લેવાનું સેહેલ હતું કે મેરી તમામ અભણ હતી, પણ તે જોવાનું તેને તે વખતે ભાંન શાનું હોય? એ અભણ હાલત માટે તો મેરી ઓર તેને વિશેષ પ્યારી લાગી!

એ "ગામરેની ગોરી" તેની સઘલી ગામડયણ અદા સાથે સુધરેલી શેહેરી અબલા કરતાં તેને વધારે લાયક મોહરદાર દેખાઇ!

એ પ્યારનો પ્રતાપ થયો,—એ સઘલો તેની બેફામીન એક અંધાપો હતો.

તેઓ છુટાં પડયાં ત્યારે, બીજી સવારે તેજ જગ્યાએ પાછાં મળવાનાં આપસ આપસનાં ઠરાવ સાથે છુટાં પડયાં.

મેરીએ કાવસને ખાત્રી આપી કે તેનો વખત સહવારના સાત વાગ્યા પછીથી તદન અવકાશનો હતો. રોજની એ મીઠી મુલાકાતનાં સુખ ભરયાં ખ્યાલો સમેત તે બેઉ નવાં પ્યારાંઓ ઉલનમંદ વિચારો વચ્ચે વગેસગે થયાં તે પછી તેઓ રોજ મળતાં રહ્યાં.

જાણે એક બીજાને માટેજ સરજાયાં હોય ને એક બીજાંની હસ્તી-થીજ એક બીજાં જીવતાં હોય તેવું બધું લાગ્યું. કાવસની રીતભાતમાં ખરેજ એકાએક ને ઘણોજ ફરક પડી ગયો. તે હસ્તો ખુશ રંગીલો રસીલો હતો તેને બદલે હવે મુંગોમંતર ચુપચાપ ને એકલું પસંદ કરનારો થઇ ગયો; જેથી તેનાં ફ્રેંડો પણ જરા તાજુબ થયા, અને તેઓ માંહેલા કેટલા ચકોર તો તુરત ખરી બીના પામી પણ ગયા. એ ઉપરથી તેઓએ કાવસને બનાવા માંડયો, પણ તેનો દમામદાર થસ્સો જોઇને તેઓ વધું મમત કરવાનું અખાડાજ કરી ગયા!

## પ્રકરણ ૧૪ મું.

એમ એક પખવાડયું ખરી મોહબતના એ સુખભરયા સ્વપ્ના દરમ્યાન પવનની પાંખ ઉપર પસાર થઈ ગયું. તે દરમ્યાન કાવસને ભુરુદીન જોડાણુનો અને તેની માતાને લગતો ખટકો દીલમાં લાગ્યાજ કરતો હતો. પણ અંતે પ્યારનીજ જીત થઇ જે પછી મેરીને લગનથી પોતાની બનાવાનો કાવસે પોતાનો મજબુત એરાદો ખુબસુરત મેરીને કહી સમજાવ્યો, જે વધાઇ સાંભળતાં મેરી હરખથી આજેજ થઈ.

તે આખો દીવસ તે હેનરી ફરંગાની પોતા માટેની ઉમેદવારીની "બેઅદબી" તે વધતા તુચ્છકારથી ધીક્કારવા લાગી, ને એતેફાક તેજ હંગામમાં એ લોર્ડ સ્ટેનલીનો કાશ્યન નોકર હેનરી ફરી એકવાર પોતાનો દાવો રજુ કરતો તેના પાસ આવ્યો, એટલે તેણીએ કશીબી બાકી સાકી ઉડાયા વના તેના સાથે પ્રગટ તુચ્છકારની તોડફોડ કરી મેલી.

'મેં પંદર સો રૂપીઆ એકઠા કરયા છે," હેનરીએ કહયું, "ને તું જો મારા સાથ પરણુવા કબુલ થાય તો કોઈ લાયક જગ્યા જોઇ કાઢી આપણે ત્યાં હોટેલ ઉઘાડશું, ને પ્રમાણીક કમાઇથી અમન ચમનમાં રહીશું."

"ધુત! નહીં જોઈએ," મગરૂરીથી ફાટી ગયલી મેરીએ તુચ્છકારથી ઇનકાર કરયો. 'હું કાંઈ હોટેલકીપર થઇને તારા ઉતારૂઓની ગુલામગારી કરવા સરજાઇ નથી....હું તો એક મોટા મેહેલમાં સાહેબી કરનારી શેઠાણી થવશ, ને તારા જેવાઓને મારે ત્યાં નોકર રાખશ!"

"નાહક એમ આસમાનમાં ઉડી ના જા," હેનરીએ હજી તેને નમનતાઇથી સમજાવ્યું 'મેં તુંને પેલા પારસી સાથે એક વખત જોયલી છે, ને જો તે પૈસાવાલાએ તુંને પરણુવાની ઉમેદ આપી હોય, ને તે ખરી માંની તું એમ નાચતી હોય, તો યાદ રાખજે, મેરી, કે એ પાણીએ કોઈ દહાડે વાલ ચરવાના નથી. એવા શેઠીઆઓ ઠગારા હોય છે, અને—"

"મને એ ઉમરાવ વિશે તારૂં મત જોઇતુંજ નથી," મેરીએ માંથુ ફફડાવીને મિજાજથી—ઘણા ગુસ્સામાં કહયું. "ને ચાલ હવે અહીંથી રસ્તો પકડ. ખબરદાર જો, ફરીથી મારાં ઘેરમાં આવવાની હીંમત બી કીધી છે તો?"

હેનરીનું તન બદન આ હરધુતને લગતા ગુસ્સાને સબબે થરથર ધ્રુજયું, ને તેનો ચેહેરો એજ લાગણીને લીધે એકાદ પળ કાલો હણુક મારી ગયો! એમ છતાં તે જતાં જતાં બોલ્યો, "ઠીક છે, ચુડેલ બેજાં હારેલ,

તમો બેઉના બોલાની માફક હું તમો બેઉની પુઠે પડશ, ને તેનાપર કે તારાપર મારૂ પુરેપુરૂં વેર વાળશ નહીં ત્યાં વેર હું ઠંડીને બેસશ નહીં."— અને એમ કેહેતાં તે બળતો જળતો ચાલી ગયો !

મેરી તેની આ ધમકીથી થથરી ગઇ ને એકાદ પલ બીહઘેલી જેવી થસ થઇ ઉભી, પણ પછી તરતજ એ નાપસંદ લાગણી પોતાના સહલના બેપરવાહ સ્વભાવ પ્રમાણે તેણીએ પોતાનાં તન બદન પરથી તુચ્છકારની એક "આહ" સાથે ખંખેરી નાંખી.

જો કે પેહેલી હરોલમાં એ ધમકીની વાતથી કાવસને વાકેફ કરવાનું બી તેણીનું મન થયું, પણ જે સબબથી આજ સુધી હેનરીની ઑફરની વાતથી તેણીએ તેને સદંતર અંધારામાં રાખ્યો હતો તેજ સબબ વળી પાછો હાલ તેના સાંમે ઉભો થયો, ને તેથી એ વાત પણ બનીજ નહીં હોય તેમ અખાડા કરી જવામાં તેણીએ શાંણપત ને શોભા જોઇ.

એટલા માટે કાવસને આ સઘલી બીનાનો કશો સ્વપ્નો કે ખ્યાલ ન થયો. તે મેરીને સરેસ્તા પ્રમાણે રોજ મલતો. ને તેણીની અભણ ને જંગલી અવસ્થા જોઇને તે કમકમતો નહીં.

"ખુદા સંપુર્ણ તો કોઇને બનાવતો નથી," તે મન સમજાવતો. "એ દેખીતી ગામડયા ગમાર જેવી અભણ ને જંગલી વિચારોની છોકરી છે તો ખરી, પણ તે બધાંના બદલામાં હદ વગરની ખુબસુરત છે. હું તો એનેજ પરણુશ, સુધારશ, ને સોસાયટીને લાયકની કરશ. હું હવે તો સ્વતંત્ર છું; અને કોણ હવે મારી આ પસંદગી વચ્ચે રોકનાર કે પુછનાર છે ?"

પણ એ આપઅખ્ત્યાર વિચારોની લગોલગ તેને તેની વ્હાલી માતા ને તે માતાને તેણે સદાની સખ્ત તાબેદારી ને ફરમાન-બરદારી માટેનો આપેલો પાક કોલ યાદ આવ્યો, ને તે દબાયો ! હવે કરવું કેમ ?

તે તુરત એક ઠરાવ પર આવ્યો. તેણે પાછું એકદમ ઘરે મુંબઇ જવું, ને તેની માવતરને મનાવી લેઇને આ લગન માટે તેણીની બાહાલી મેલવવી એવી તેણે તાબરતોબ ગણત્રીઓ કરી લીધી.

"એમાં મુશ્કેલ શું છે ?" તેણે મનસે વમાસન કર્યું. "મારી મમાએ મને આજ વેર કઇ ચીજ ના પાડી છે, જે હવે તે એ મારી આ સૌથી માનીતી વાત ના પાડશે ?"

આ તુરંગોથી તે પાછો ઉલટમંદ થયો. તેણે ધાર્યું કે તેની ઉમરના પોત્તાઓ તેના જેટલી સ્વતંત્રતા વચ્ચે માબાપને પુછ્યા વગર પરણી જાય,

તે બોલમાં તે તાબેદારીથી એ રીતે પોતાની પસંદગીના તેના લગ્ન માટે તેની માતાની મંજુરયાત વટીક મેલવે એ પ્રાપ્ત થયું; અને તેથી તેની માતા કોઇબી પ્રકારનો આ તેની મીઠી મરજીમાં વાંધો કરશે એ વાતનો તો જાણે તેને મમુલગો સ્વપ્નોજ નહીં થયો!

એ પછીથી એ ઉપરથી તેણે મેરી પાસે તેજ દીવસની મીલાકાતમાં એકાદ મહીનાની ગેરહાજરીની ઘર જવા રજા માંગી, કે જ્યારે મેરીએ તો તેના વગર ઝુરી જઇને મરી વટીક જવાનું કહી રડીને તોફાંણુ મચાવ્યું!

આથી કાવસ ઉપર વધારે ગંભીર અસર થઇ, કેમ જે તે ઉછાછલા શેઠીયાને, તેનાં દીલની દરેક ઉશ્કેરણીઓ વચ્ચે, બસ એમજ લાગ્યું કે મેરી જેવાં વ્હાલથી તેના ઉપર મરી ફીટતી હતી તેમ કોઇબી અબલા કોઇબી મરદને કદી ચાહી શકેજ નહીં! એમ છતાં તેણે તેણીને ધીરજ આપીને શાંત કરી કે એક વાર તે થોડા ઘણા દીવસ એમ તેનાથી આઘો જશે ખરો, પણ તે સદા સાથે રહેવાને પાછાં મલવાની મતલબથી–તે મતલબ બર લાવવાના એરાદાથીજ જશે; ને ત્યારેજ મેરી જેમ તેમ શાંત થઈ.

---

## પ્રકરણ ૧૫ મું.

મુંબઈમાં ગરમી ઘણી પડતી હતી, ને આલાંમાય તેના બંગલા માંહેલા પશ્ચીમ બાજુના સૌથી વધતી ઠંડકવાલા ઓરડામાં એક મોટી ખુરશીમાં આરાંમથી અઢેલીને અલેટાયલી હતી. તે વાંચતી હતી, પણ તેની બુક હાલ ખોરકુમાં સરી પડી હતી, ને જે શિરછત્ર ભરથારનું મુબારક છત્ર તેનાં માથાં પરથી અચાનુચ ઉડી ગયું હતું તે દુઃખી ગઇ ગુજરીના સંબંધમાં તે ગમગીન ધોર કરતી બેઠી હતી.

વળી તેને એ દરમ્યાન તેનો એકનો એક પુરો વ્હાલો શુરો સપુત બી યાદ આવ્યો હતો;–ને તેવામાં બાહેરની ચાલમાં તેનાંજ તે સદાનાં માનીતાં વ્હાલાં ને જલદી ઓલખાઇ આવે એવાં જાંણીતાં પગલાં વાગ્યાં, જેથી તે ખુશી સાથે તે ખુરશીમાં ચમકી ઉઠી! તેણે આવવાનું કાંઇ આગમચથી લખ્યું કે કેહવાડયું ન હતું, માટે આ નહીં ધારેલી અચાનુચી ખુશાલીએ તેણીને હરખથી આજેજ કરી મેલી!

"મોટાંબાઇ કાંહ છે?" બાહેર ચાલમાં કાવસ સરેસ્તાના થરસાથી કોઇ નોકરને પુછતો સંભલાયો.

"પેલી ભણીના ઓરડામાં, સાહેબ," તેને તે નોકરે તેવાજ મોટા સાહદે વલતો જવાબ કરયો, અને તે પાધરો તેની માતા હતી ત્યાં ચાલ્યો આવ્યો.

તે મા અને દીકરો સરેસ્તાનાં હેત અને પ્યારથી મલ્યાં. તે પછી થોડી ઉપર ટપકેની વાતચીત–અને કાવસે તરતજ એકદમ પોતાની મતલબની વાત છેડી. તેને મેરી માટેનો પોતાનો અંધાપો–અણુહદ પ્યાર–ઘણીજ અસરકારક રવેસે તુલોતવીલ બ્યાંન કરયો, ને તેને પોતાની મોહરદાર બનાવાના સંબંધમાં તેણે તેણીની મંજુરયાત માંગી લીધી.

તેની માતા તે જુદ્દીન ઓરતના પ્યારની વીગત સાંભલી થસ થઇ ગઇ! આવી અરજ સાથે તેનો સપુત પોતાની સેહલબાહેથી પાછો ફરે એ તેને માનવા જેવું લાગ્યું નહીં. તે કે જે લગ્નનો ઇનકાર ને પ્યારનો તુચ્છકાર કરવાવાલો તે લગ્નની અશકી ને દિવાના જેવી હાલતના પ્યારની ઉમેદવારી વચ્ચે એમ પાછો ફરવા પાંમ્યો એ તેણીની વકીથી હદ વિનાનું ઉપરાંત થયું; અને તેથી તેની આ નહીં ધારેલી ધર્મ વિરૂદ્ધની નાલાયક પસંદગી માટે એક ઘણાં ધાટકી વમાસણ ને ગભરાતમાં તે ગુંચવાઇને મુંજવા પડી!

"હું જો તેને પરણશ નહીં, માયજી, તો જરૂર ફકત તેનાં પ્યારાં નામની યાદમાંજ ઝુરી ઝુરીને મરી જવસ," તે જવાન કરોડપતીએ ઉશ્કેરાઇને કહ્યું. "ઓ મમા તે એક ખરેખર ચાહવા જોગજ માહાણુશ છે. તમો તેને જોવ ને તમોબી એમજ કેહો. તે જાતની મડમ છે, તે એક ગરીબનું બચ્ચું છે, પણ તેનો શું મુજાકો છે? ખુદાએ અમો બેઉને માટે મને પુરતું આપેલું છે."

"ધીરે દીકરા, ધીરે," અંતે આલામાયે પોતાની અજાયબી ને ગભરાતને વશ કરી લઈ કહ્યું. "એટલો આકલો ના થા. તું જે બોલેછ તે ઉશ્કેરણીની ઉતાવળમાં એવી અધીરાઇથી બોલેછ કે તું શું કહેછ તેબી હું હજી બરાબર સમજી શકી નથી."

'એમાં સમજવાનું કાંઇજ નથી, મમા," તે જવાંને કહ્યું. "મેરી જેવી ખુબસુરત બાય ધરતી પર કોઇજ નહીં હોશે એ હું વગર સહરાગતે ખરૂં માનુંછ."

'પણ દીકરા, પોતાની સુખ દુઃખના ભાગ્યણ જોઈ કાઢવાનાં જોખમ ભરેલાં કામમાં ખુબસુરતીજ માત્ર જોઇ શકાતી નથી?" તે માતાયે નરમ ઠપકાની રૂપે યાદ આપી.

"અરે પણ ખુબસુરતી તેબી કેવી ?" કાવસે હજી એ એકની એકજ સીફતમાં હરખાઇ ઉઠી કહ્યું. "અક્કલ નહીં કબુલ કરે એવી ખુબસુરતી; મોટામાં મોટો શહેનશાહ પણ પરણવાને મગરૂર થાય એવીજ ખુબસુરતી!"

"તે છે કોણ?" પોતાનાં બેટાનાં આ અચણુચ દીવાનાંપણાંથી કાંઇક નારાજ થતાં તે માતાએ હવે શંકાશીલ શાંતીથી પુછ્યું.

આ સવાલથી તે દબાયો!

"તેનું–તેનું નામ મેરી વોરડન છે, મમા" તેણે અચકાતાં અચકાતાં કહ્યું.

"પણ મેરી વોરડન તે જાતની પારસી છોકરી તો નથીની ?"

"તેનો બાપ જોન વોરડન અંગ્રેજ છે, લંડનમાં લોર્ડ સ્ટેનલીનો કારભારી છે," અંતે ખરો ખુલાસો કરી દેવાની તે દીકરાએ જરૂર પીછાણી. "તે લોકો હેટનના મોટાં ખેતરની પેલી પાર એક ઝુપડાંમાં રહે છે."

તે માતા ફીકકી પડી ગઇ! તેણીની વકા કરતાંબી પરજાત ને વળી છેકજ આ તો નખોજું ખાંચરૂં નીકલી આવ્યું!

"ત્યારે તે કોઇ કેલવાયલા વર્ગની છોકરી નથી?" તેણીએ ધીમે સાદે પુછ્યું.

"કેલવાયલા વર્ગની છોકરી!" આ સવાલથીજ અજબ થઇ કાવસે પુછ્યું; 'મમા તે તો જંગલની એક પરી છે; ફકત એક ગામરેની ગોરી છે."

"પણ તે કાંઇબી શીખેલી છે કે?"

"શીખેલી તો નથી;" કાવસે કાંઇક ઓશકાઇને જવાબ દીધો. "પણ તેનો શું મુંજનેકો છે? તેની માય નથી એટલે તે શીખેલી નથી, પણ તમે તેની માતાની જગ્યા રાખજો ને તેને કેલવજો, મમા" તેણે અતી ઘણી વધારે ઓજરખાહીથી વધારયું "હું તો સમજતોતો કે આ ઉમેદવારીનો મારાં મોંહાંમાંથી એક બોલ બાહેર પડતાં સાથે તમો મને તમારી મંજુરીયાત આપી દેશો, ને તેને બદલે હદ વગરના જુઠા સવાલ જવાબોથી તમો તો ધીલ ને વાંધાસાંધા કરતાં જણાઓછ? નહી, માયજી નહી. તમે આજ વેર મને એકબી મારી માંગણી ના પાડી છે, જે એ મારી સૌથી માનીતી મરજી આજે ના પાડશો?"

---

## પ્રકરણ ૧૬ મું.

આ પાધરા સવાલથી તે પ્યારમાં ભુલેલી માતા ગભરાઇ ગઇ. તેણીએ તેના ભરથારે આપેલા પવિત્ર કસમ હયાં ઘણા જોર સમેત પાછા યાદ આવ્યા, ને પોતાની પાક ફરજમાં પછાત પડવાની તેની એ ભુલ બલકે તકસીરનો ખ્યાલ કરી તે ઉમરાવ બાનું ડર ખાઇ ગઈ.

"કેહો મને, મમા" તેણે પાછું પુછ્યું, ને હવે તેનો અવાજ લગાર કડવાસ ને તીખાસથી કઠણ વટીક થયલો જણાયો?—"તમે આજવેર મને કાંઇબી ના કહ્યું છે, જે આય મારી ઓજરખાહીભરી માગણી હવે જ્યારે હું સ્વતંત્ર છેઉ ત્યારેજ તમે એમ ના પાડી શકશો?"

"દીકરા, તું ભુલ કરેછ," તે માતાએ સમજાવ્યું. "તે આગળની વાત જુદીજ હતી, કે જ્યારે આએ સવાલપર તો હવે પછીની તારી તમામ જીંદગીની આબાદી કે બરબાદીનોજ આધાર રહે છ! પાછું આપણી કોમમાં કેટલું હીણું લાગશે તેનો વીચાર?"

આ જવાબથી તેનાપર કાંઇક અસર પોંહચી, પણ તરતજ તે અસરપર ફાવીને તેણે વધારયું. "એ બધું મેં તપાસ્યુંછ મમા વાસ્તે હવે એ ક્રીસમના જુદા વાંધા કરવામાં સાર નથી. હું તો તેને જલદીજ પરણીને જે દહાડા જાયછ તેમાં અતરે તેને મારી ઓહદેદાર તરીકે લાવવા માંગુંછ."

"કાવસ" તે માતાએ અરધું રડી દહીને કહ્યું, "તારા બાપ તારી વેહ મને સોંપી ગયા ત્યારે હું પોતે એક બચ્ચું હુતી ને તેણી મેં તુંને કેવી કાળજી ને કેવા પ્યારથી ઉછારયોછ તે તું જાણેછ?"

"હું જાણુંછ, મમા, ને તેથીજ તેવાં કીમતી ઇહસાનોને નગુણો કે નીમકહરામ નહીં નીવડવા હું તમારી રજા પુછતો છેક અહીંવેર આયોછ." તેણે કહ્યું.

"ત્યારે તું મને વચન આપ? તે મારા કાળજીઓનાં ઇહસાંનમાં મને આજે એક કોલ આપ?"

"દીલોજાંનથી," કાવસે પોતાના ચાલુ ઉસ્કેરણીઓ દરમ્યાન ઉલટમંદ ક્રીસમે તરત વચન આપતાં કહ્યું.

"મને વચન આપ," તે માતાએ કહ્યું, "કે જ્યાં સુધી હું તારી સાથે લંડન આવી તે છોકરીને જોઇને તેની સાથનાં તારાં લગન માટે હું મારી બાહાલી આપુ નહી ત્યાવેર તું તેને પરણશે નહીં."

"કબુલ દીલોજાંનીથી કબુલ" કાવસે વળી વચન આપતાં કહ્યું. "પણ યાદ રાખજો, મમા કે કદીને તમો ના કહેશો તોબી હું કાંઇ તમારી મનાથી મનાવાનો નથી. હું મેરી વગર હવે જીવી શકવાનોજ નથી."

"ચુપ, ચુપ !" તેની તેજ જબાંનમાં તેના એ હેમક ઠરાવ વચ્ચે તેને રોકતાં કાંઈક ઠપકા સાથે આઇમાયે કહ્યું "મને એ છોકરી જોવા લઇ જા ને જો તે તારા હાથને હવે પછીથી બી લાયક થઈ શકે એવી હોશે તો હું જરૂર બાખુશી મારી બાહાલી આપશ. મને ઉંચ ખાનદાન કે પૈસા જોઇતા નથી; પરણ્યા પછીથી તારી પરણેતર તારા દરજ્જા ને ઉમરાવ પદવીને શરમાવે નહીં પણ શોભાવે એવી તુંને બઇરી મલે એટલુંજ મારે તો જોવાનું છે."

"આફરીન મમા," પોતાની માવતરનો જુદીન લગનના વાંધા વગર એ નેક ઠેરાવ વખાણતાં કાવસે ખરા દીલથી કહ્યું.
"ત્યારે આપણે કાલે ઉપડતાં ઈંગલંડના મેલમાં અતરેથી લંડન ઉપડી જશું ને તેની મીલાકાત કરી એક મહીનામાં વલતી સ્ટીમરમાં તો પાછાં ઉતરી બી આવશું; કબુલ છે ?"

"કબુલ છે," તે માતાએ દુઃખથી કહયું,—કેમજે તેણીએ જોયું કે તે બેટા કે જેને તે અણહદ પ્યારથી આજવેર ચાહતી હતી તેના તેણીને માટેના તે મોટા પ્યારમાં લાયક કે નાલાયક પણ એક નવો હરીફ હવે ઉભો થયો હતો ખરો !

આલાંમાય તેના દીકરાની હદવનાની ઉલટથી હેરત રહી. બીજી સહવારે તે સુર્ય ઉગવાની બી આગમચ ઉઠયો, અને તે પોતે ઉઠીને હેઠે ઉતરે તે પેહેલાં તો નાસ્તો, લાંબી મુસાફરીનો સરંજામ ને છેલ્લે પોતાની મોટર વટીક તેણે તઇયાર બોલાવી મેલી હતી ! તે કોઇબી પ્રકારની બંદોબસ્તી ભુલ્યો ન હતો.

તેની માતા તેથી વધુ બેચેન ને ફીકરમંદ બની. આ કીસમની તે છોકરાની વલતી ઉલટ ને આતુરતા તેણીને મુતલગ ગમી નહી, કેમજે ખરા ખાલેશ પ્યારમાં દીલની એ કીસમની ઉરકેરણીઓ હોયજ નહી તે એ દુર અંદેશ માવતરે ત્યાં કાંઇક દુઃખ વચ્ચે યાદ કરયું.

* * * *

બીજા હાથપર મેરીને કાવસે પોતાની માતાની મીલાકાત બાબે આગમચથી ખાસ લખાને તેયાર કરી મેલી હતી.

"મારી માતા છડયા વેરથી તુંને જોવા આવનાર છે, વ્હાલી," તેણે તેને લખ્યું હતું, "ને તેથી તું છે તે કરતાં બને તો હજી વધતી ખુબસુરત દેખાવાની દરેક સંભાલ કરજે."

અને મેરીનું હૃદય એ વાચતાં ધડક્યું! પોતાની થનાર સાસુની આ મુલાકાતની વકીથી તેને હાલ પર હાલ પડયા કીધી, ને તે એક મોટી ઉમરાવ બાનુંની હજુરમાં રજુ થવાના આ જોખમભરેલા અખતરાની વકીથી તે ગામરેની ગોરી તદન ગભરાઈ ગઇ; એ રીતે એ મીલાકાતની વાત તેણીને આગમચથી લખી વાલીને તે જવાન કરોડપતીએ બેશક વધતું ઠોહરં કરયું! તે તેનાં સ્વભાવીક સ્વરૂપમાં જેવી દેખાતે તેથી ઉલટી કીસમે આ આગમચની ચેતવણી મુજબ તૈયાર થવા જતાં તેણે ઉલટુંજ બામટ કરયું! જો તે એ વાત નહીં જાણતે તો પોતાના સદાના સાદા ડ્રેસમાં તે મનોહર હતી તેવીજ દેખાતે; પણ તેથી ઉલટું હવે તો પોતાની ઓછી અક્કલ મુજબ તે સાસુની પધરાંમણીનાં માનમાં તેણે (તેને પોતાને મનથી ઘણોજ સુંદર) ચટાપટાનો તરેહવાર ફીલફુલ સાથનો એક કદરબીહાંમણો પોશાક પસંદ કીધો, કે જેમાં ટેસ્ટનું એવું એટલું ખુંન થયલું હતું કે તેણીની અભણ અવસ્થા ફક્ત તે ડ્રેસથીજ આયના પેરે દેખાઈ આવે! વળી તેણીએ જંગલીઓ પેહરે એવાં કાંઇક બદસુરત ઘરેણાં જે તેનાં પાસે હતાં તે પણ લટકાવી દીધાં, ને સામટી રીતે તે એ પ્રમાણે એક અતી ખુબસુરત પણ તમામ 'વલગર' ટેસ્ટની એક અબલા તરીકે તૈયાર થવા પાંમી!

તેમનાં મુસાફરીમાં તે માતા ચુપ અને ચિંતાતુર હતી, કે જ્યારે તે જવાંન કરોડપતી આખે રસ્તે ને દરરોજ મેરીનાં વખાંણનોજ કાનને કંટાલો પેદા કરનારો એકનો એક પીંજનપાટલો ને પટપટારો લઇ બેઠો હતો!

---

## પ્રકરણ ૧૭ મું.

તેઓ લંડન પોહચ્યાં.

બીજે દીને ઉલતમંદ કાવસ મેરીના ઘેર આગલ મોટરમાંથી ઉતરવા પછીથી પોતાની માતાને જાંણે અંદર ઘસડીને લઇ ગયો, અને તે સાંકડા પેસેજમાથી તે નાહનાં, બેઠાં, કંગાલ કોટેજમાં દાખલ થતાં એક આગલાં ઓરડામાંજ મેરી સજ્જ થઇને તેમને એસતકેબાલ લેવા ઉભેલી હતી, જેને જોઈ આલાંમાય જેટલી અજબ થઇ તેટલી નારાજ થઇ!



તે ખરેખર હદ વનાની ખુબસુરત હતી........વીચીત્ર ડ્રેસ ને જંગલી કીસમનો ઠઠેરો કરી નીકળી હતી.

[ જુઓ પાનું ૪૧ મું. ]

અજબ એટલા માટે કે તે ખરેખર હદ વનાની ખુબસુરત હતી; નારાજ એટલા માટે કે તે વિચીત્ર ડ્રેસ ને કદરૂપાં ઘરેણાંઓથી એક છેક કમકમાત પેદા કરનારી હદ સુધીનો જંગલી કીસમનો ઠઠેરો કરી નિકલી હતી! "ખુબસુરત તો ખરી પણ તેટલીજ જંગલી," તે માતાએ તરતજ પોતાનાં મનથી વમાસ્યું.

તે પછી મેરી જે પેહેલી હરોલની આશકના ગભરાતથી ધુજતી હજી બાજુએ ઉભી હતી, તેને પાસે બોલાવી મીઠાસથી હસી ઇંગ્લીશમાં તેણીએ પ્યારથી કહ્યું, "મારા કાવસની ખાહેસ પ્રમાણે હું મુંબઇ વેરથી તમારી પીછાંણ કરવા આવી."

એના જવાબમાં મેરીએ તે બાનુને બેસવા કહ્યું, ને તેમ કેહેવામાં અવાજ બને એટલો મીઠો કરવા જતાં સાંમો તે વધારે ઘાડો ને કઠોર બનાવ્યો!

આલાંમાય તેથી વધતી ફીકરી પડી. મુંબઇના આગેવાન કોમી ખાનદાનોમાંથી તેની પંકતીને શોભાવે એવા ચાહે તેવી ખુબસુરતીઓ ને કેલવાયલી પારસી છોકરીઓને પડતી મેલી કાવસને ગમાર જેવી આ અભણ ગામરેની ગોરી તે કેમ કરી પસંદ આવી હશે એ તેણીની મસ મોટી અજાયબી થઇ પડી! "એ જો એને પણશે તો જલદીજ કંટાલીને પાછી તજી દેશે," તે માતાએ જેટલું જોયું અને અનુભવ્યું તે ઉપરથી વલી મનસે વમાસ્યું.

તેણીએ તો પણ તે પછીથી તેની પરીક્ષા કરવા તે છોકરીને ઉલટા સુલટા તહરેવાર સવાલો, બન્યું એટલો ખુશ મિજાજ બતાવી પુછી લીધા, ને તેણીના ભંડોલની એક કીસમે તે માંપણી કરતી ચાલી; પણ મેરીને વ્યાકરણની જાત ભાત ખબર ન હતી, માટે તે જે બોલતી હતી તે તમામ અશુદ્ધ ઇંગ્રેજી હતું, ને ઉચ્ચારો વટીક ગામડેના ગમારોનીજ કીસમના બીલકુલ અશુદ્ધ ને ખોટા હતા.

એ સબબોથી તેની માતાનાં મોં ઉપર છાંઈ રહેલી ઉદાસી કાવસ ચતુર નજરે તુરત જોઇ શકયો, ને પ્યારમાં ભાંણ ભુલેલા તે જવાંન ઉમરાવનું મેરીની હદ વગરની અભણ હાલત ઉપર એટલી બધી ગંભીરતા સાથે ત્યારેજ પેહેલીવાર ત્યાં તે વખતે ધ્યાંન ખેંચાયું!

"પણ તેનો શું મુજાકો છે?" તે હજી મનસે જીકર કરી મન મનાવતો. "એ તેમ એટલી બધી ખુબસુરત છે કેની? હું એને શીખવશ ને હુસ્યાર બનાવશ."

જે આલાંમાય વાત કરાવતી તોજ મેરી વાત કરતી: નહીં તો પુટલાંની અદાથી બેસી રહેતી. મનને જાણ્યું તરેહવાર વાતચીતથી તે આવ્યાં ગર્યાને રીઝવી શકે એવી તેનામાં મુતલગ આંઠ દેખાઈ નહીં.

ટુકમાં, બેઉ એકમેકથી મનમાં તદન નારાજ થયાં. આલાંમાયને મનથી એ છોકરી તદન નાલાયક, અભણ, ને જંગલી હતી; મેરીને મનથી આ શ્રીમંત બાનું ઘણીજ તુમાખી, મીજાજી ને અસભ્ય હતી! વળી કાવસ પણ આ મુલાકાતથી મેરી વીશે જરાતરા જંખવાનો પડયો ખરો, કેમજે સાંમસાંમે બેઠેલી આ બે અબલાઓની અદા અને કાબેલ્યત વિગેરેમાં જે રાત દીવસ અથવા બેહેસ્ત દોજખ જેટલોજ અંતર પ્રગટ દેખાતો હતો તેના સામે તે પોતાની જોતી ચશમો બંધ રાખી શકયો નહીં.

'હું મારી ખુબસુરતી પ્રમાણે આવી કંગાલ જીંદગીએ જીવવાને સરજાઈજ નથી" મેરીએ હસીને વાત પરથી વાત નિકળતાં કહ્યું. "મને આએ બધું ગામડેનું સાદું સાદું ગમતુંજ નથી. મને તો બોલ, પારટીઓ, નાટકો ટોકીઝમાં જવા ગમેછ, પણ હજી હું કોઇ દહાડે ગઇ નથી."

"એ બધાં કરતાં આય આવી ગામડાંની સાદાઈ ને સફાઈદાર જીંદગી વધારે પસંદ કરવા જોગ છે," આલાંમાયે તે છોકરીના પોતાની ખુબસુરતીને લગતા ગર્વથી મનમાં કમકમીને કહ્યું.

"તે બા તમે તો તમારી શેહરી જીંદગાંથી ધરઇ બરઈ ગયલાં, તે એમ બોલોજ તો?" મેરીએ જવાબ કરયો. "મારા જેવી હાલત તમારી હોતે તો તમોને ખબર પડતે!"

આલાંમાયે એક છુપી હાય મારી! રખે આ અભણ પોરી સાથના તેના બેટાનો મેલાપ તેમના વચ્ચેની ખાનાખરાબીની શરૂઆત હોય? આવી એક ગમારને તે પોતાની મોહરઆર કરીજ કેમ શકે? તેવી એકને સુધરેલી સોસાયટીમાં રજુ કરીજ કેમ શકાય? બધા આગળા વારસો પોત પોતાના દરજાને અનુસરતી કેલવાયલી બાનુઓ સાથ પરણેલા હતા, ત્યારે આ હાલનો કાવસ પોતાથી છેકજ ઉતરની પંકતીની જુદદીનને પરણી પોતાનું ને પોતાના મોભાનું નખ્ખોદ વાલી મેલે તે આ ઠડે કલેજે કેમ જોઇ શકે? એમ લજવાવા કરતાં તે પોતે મરવાનું હજાર ઘણું વધારે પસંદ કરે!

## પ્રકરણ ૧૮ મું.

એ તુરંગો દરમ્યાન હવે તે તરત જવા ઉઠી. મેરીના સંબંધમાં તેણીએ જે જોયું ને અનુભવ્યું તે જોઇએ તે કરતાં વિશેશ હતું, માટે હવે આ તમામ નાપસંદ મીલાકાત વગર અગતે લાંબી નહીં કરતાં તે પાછી જવા ઉઠી.

હર્યાં કાવસે અધીરાઇથી પોતાની માના ભણી જોયું. તે અંજાયલો જવાંન ધારતો હતો કે તેની માતાબી તેનીજ પેઠે તે અબલાપરથી મરી ફીટશે, ને પોતાની ભવીશની વહુ તરીકે ત્યાથી જવા પહેલાં મેરીને તે પેટમાં ચાંપશે; વાસ્તે જ્યારે તેણીએ તેવું કશું નહીં કરતાં મેરીને ફક્ત શેકહેન્ડમાં સેહેજ મમતાથી પોતાનો હાથ આપ્યો, ત્યારે તે નાઉમેદજ નહીં પણ નારાજ વટીક થયો !

એ ખરાબીની શરૂઆત હતી.

તે બીજી એક પલમાં મેરીને કાંને લાગી તેને જલદીજ પાછો આવી મલવાનું કહી પોતાની માતાની પછવાડે બાહેર ગયો, ને હજી તો મોટરમાં એસતાંજ ઉલટમંદ પુછયું, "કાંએ, મમા, કેમ છે ? કેવીછ ?"

"હાલ તું મને કંઇજ઼ના પુછ," આલાંમાયે ગમખારીથી કહ્યું. "મુંબઇ જના પછી આપણે ધીરજથી વાત કરશું. હાલ મારો જીવ ફરે છે."

"હા, પણ એ ખુબસુરત તો છે કેની ?"

"તે બધી વાત પછી," આલાંમાયે તેની સાથ વાત કરતાં કોઇ દહાડે નહીં બતાવેલી એટલી બધા ગંભીરાઇથી કહ્યું, ને પછી લંડનથી પાછાં ફરી તેઓ હેઠ મુંબઇ આવ્યાં ત્યાં સુધી તેટલા દીવસ શાંત ચુપકીદી વચ્ચે પોતાને માંથે આવેલી એ મોટી આફતને કેમ દુર કરવી તેનાં ગંભીર વમાસણમાં તે માતા ઉતરી ગઇ.

કાવસ તેણીનું માંને ને એ દુકતી પરથી હવે હાથ ઉઠાવે એ તો ખ્યાલજ હસી કાઢવા જોગ દેખાયો, કેમકે તે કરોડપતી દીકરો તેણીનાં હોસાંન ગાટે ગાયા ઘેલો બની ગયો હતો; પણ વલી તેજ મીસાલે બીજા હાથ પર આવાં એક લગ્નની બોહારી થવા દીધામાં આવે તેબી હીણપસ્તીજ નહીં પણ સરતાપા હેમાકત હતી, તો હવે કરવું શું ?

તે માતાએ તે બેટાને કદી કોઇ વાત ના પાડી ન હતી. તેણે માંગ્યું તે તેને હંમેશ આજ વેર મલ્યું હતું, ને આ તેમની આખી જીંદગીમાં પેહેલોજ સવાલ રજુ થયો હતો, કે જેમાં તેમના વચ્ચે ગંભીર મતફેર થવાનો મોટો જીવસતોસત જોખમ હતો ! અને ત્યારે હવેજ આલાંમાયે પોતાની આગલી ભુલ કાંઇક વધતા કડવાસ વચ્ચે જોઈ લીધી.

તેણે જોયું કે જો પેહેલેથીજ પોતાના વ્હાલા ને ભલા ભરથારે તેણીને આપેલા કસમનો કોલ અદા કરવાને તે કાલજી કરતે, ને કાવસને તેની એકલાની મરજી પ્રમાણે લાડખેલો નહીં કરતાં તેણીની પોતાની મરજી પ્રમાણે ચાલવા, તથા તેણીની પોતાની ખાહેસને માન આપતાં જો તે શીખવતે, તો આજે એટલી હદ સુધી કાવસને રોકવાનું તેણીનું આ ધારેલું કામ મુશ્કેલ થઈ પડતે નહીં; પણ હવે તો એ બાજી હાથથી ગઈ હતી એમ તેણીએ અફસોસ વચ્ચે માન્યું, ને તે ખરૂંજ હતું !

* * * *

તેઓ મુંબઇમાં ઘરે પોહચ્યાં.

આલાંમાયનો ચહેરો શોકાતુર હતો—જ્યારે કાવસનો ચહેરો ફીક્કટમંદ, ચીંતાતુર અને આતુરતાના તાપથી તપતો દેખાતો હતો !

તેની માવતર તેની મેરી માટે શું ધારતી હશે, ને તે હવે તેને તેણીને વીશે શું કેહેવાની હશે એ સવાલો તેનાં મગજ ઉપર ઉપરાઉપરી દબાણ ચલાવતા હતા; કે જ્યારે મેરી સાથની તે મીલાકાતે આલાંમાયને બીજા હાથ પર, એટલી બધી નાઉમેદ, ગમખાર ને શોકાતુર બનાવી આપી હતી કે દુઃખની કાલા વાદલીઓ હાલનાં તેનાં શાંત સુખ વચ્ચેથી પસાર થતી, તેણીની કલ્પના-મેરી સાથની મોલાકાત પછીની ઘર તરફની તેમની વલતી લંબાણ મુસાફેરી દરમ્યાંનની તેમની ચુપકીદી વચ્ચે તેને નજરે આવતી હતી.

તેઓ ઘર પોહોંચ્યાં ને બપોરનું ભોજન લેવાનો સમો હતો તેઓ નાહી ધોઇને તાજા થયા ને ત્યારે જમવાનો ડ્રેસ કરતાં આલાંમાય સુઘડ ટેસ્ટ બતવામાં કાંઇક અસાધારણ કાલજી કરતી દેખાઇ, અને તેના સબબનાં હેતાણુમાં જો આપણે તેણીનાં જીગરનાં ભીતરનું ઉંડાણ વાંચી શકયે, તો તેના સારાંશમાં એટલુંજ હતું કે તે પોતાની 'ગ્રેસ' અને સુઘડ ટેસ્ટની અસરથી પોતાના ભૂલેલા બેટાને એ ચુપકીદી વચ્ચેથી તેની ભુલ બતાવાનો તે ખ્યાલ કરતી હતી. તેણે એક ઘણોજ સાદો પણ દીલમાં ખીલતો ને શોભતો ડ્રેસ પેહેરયો, સફાઇથી બાંધેલા તેણીના તે કાલા રેશમ જેવા, લાંબા ને જથાબંધ બાલમાં ઝગઝગીત હીરાનો એક સ્ટાર ખોસ્યો, ને એ કીસમના એક દીલકસ દીલપસંદ ઠઠેરામાં જ્યારે તે જમવાનાં દીવાનખાનામાં ઉતરી ત્યારે તેણી પોતાની મનોહર સુંદરતા સાથે ખુબસુરતીનો એક જોવા જોગ નમુનો દેખાતી હતી; પણ તે બધું જોવાનું ને જોઇને અભણ મેરીની

બાબત સાથ સરખાવવાનું બાજુ—કમબખ્ત કાવસને ક્યાંથી હોય ? તે બાબાનો તે સઘળો પરીશ્રમ મીથ્યા ને વ્યર્થ હતો !

તેઓ જમી રહ્યાં.

એ બધો વખત કાવસ ઘણો બેચેન અને ચીંતાતુર હતો, જે બધું બતાવતું હતું કે તેની માવતરનો ચુકાદો સાંભળવા તે હદ વિનાનો આતુર થઇ રહયો હતો. એટલા માટે આંબામાયે ખાનાથી ફારેગ થવા બાદ તેઓ એકલાં પડયાં તે પલનો તેજ દીવાનખાનાનાં એકાંતમાં એ વાત છેડવાનો લાભ લીધો.

તેણીએ એમ કરવા પેહેલાં એક નાનાં પણ ખરાં દીલની ને ટુંક બંદગીથી સર્વ હજીબી સમાધાન પાર ઉતરે તે માટે તે સાહેબથી દુવા ચાહી લીધી, કેમકે મેરીને પાછી યાદ થતાંજ તેણીને ધારતીનાં ધ્રુજરાં ચઢી આવ્યાં એટલી હદ સુધી એ માનવંત બાનુને તે છોકરી અણગમી ને નાલાયક દેખાતી હતી.

---

## પ્રકરણ ૧૯ મું.

"મારા વ્હાલા દીકરા," એટલા માટે તેણીએ હવે પોતાનો ચુકાદો આપતાં દુઃખથી અસરકારક ઢપે કહ્યું, "મારૂં કહેલું તુંને ગમવાનું તો નથીજ, પણ યાદ રાખજે કે હું જેબી કાંઇ કહેવશ ને કરશ તે ફક્ત તારા ખરા લાભનુંજ હોશે. એ મેરી ખુબસુરત છે એ હું કબુલ કરૂંછ, પણ બાજી બધી રીતે તે દરેક વાતમાં તારા હાથને બીલકુલ નાલાયક છે."

કાવસનો ચેહેરો આ ચુકાદો સાંભલતાં ઉતરી ગયો !

"તે કઇ રીતે મારા હાથને નાલાયક છે ?" પોતાની ઉભરાઇ આવતી ખફગીનું જોશ જેમ તેમ છાતીમાં સમાવી તેણે જાડા ધીરા સાહદે કાંઇક રીસાયલી અદાથી સવાલ કીધો.

"તે તમામ અભણ છે," ઠડાવથી ને હીંમતથી તેને સઘલું તર ને ફર કહી દેવાની મનમાં ને મનમાં અગત ભીછાંણી તે માતાએ કહ્યું. "તેના ટેસ્ટ તદન જંગલી ને આવડ એટલી હદ વગરની શરમાવનારી છે કે તેવી એક અણઘડને પરણીને સદા લજવાયા કરવા કરતાં મારે માટે મરવું ભલું છે એમ હું સમજુછ."

તેનો ચેહેરો આ અલાપથી ગુસ્સામાં ગુલાબી થયો. જો કોઇ મરદ એનો અંરધોજ ભાગ તેની મેરીને માટે બોલવાની બેહયાઇ કરતે તો

લાડપેલો કાવસ તેને રંગેલાં થોબરાં વિના ત્યાંથી જતો મુકતે નહીં; પણ આ ગલીચ અલાપ–તેને મનથી મેરીનું હડહડતું લાયબલ–બોલનાર તો એક અબલા હતી, ને વલી તે અબલાઓ કોઇજ નહીં પણ તેની પોતાની–જણેતી વ્હાલી માતા હતી–માતા કે જેણે તે જવાન દીકરાને પ્યારથી ઉછેરવા ને લાડથી વધારવા આજવેર સઘલો પોતાનો જાન સદકે કરયો હતો!–અને ત્યારે તેને તે એ બિચારો શું કરી શકે? એટલા માટે તે ગુસ્સાનો ગમ ખાઇ ગયો.

"તમારી અક્કલ પાણી ભરવા ગઇછ," તેણે તે પછી જેમ તેમ હજી પોતાનો રોશ છાતીમાં સમાવી કહ્યું, "કેમજે એમ હોય નહીં ત્યાં વેર તે એક સૌથી લાયક છોકરી માટે મને એવા સૌથી નાલાયક વચનો સંભળાવાની નાદાની તમો કરી શકાજ નહીં."

"મારા વ્હાલા કાવસ," તે જખમી માતાએ હજીબી સમજાવ્યું, "તું ઘણી ગંભાર ભુલ કરેછ. તું પ્યારથી અંજાઇ ગયલી આંખોએ તે પોરીને જુએછ, વાસ્તે તેના બાવગુણો તુંને તારી છતી આંખે દેખાતા નથી કે જ્યારે મારી અપક્ષપાત નજરમાં તે જે ને જેવી છે તેવીજ દેખાઈ આવી છે ને તેવીજ હું હાલ તેને તારા સાંબે ચિતારુંછ. હજીબી મારું માન, હજીબી ચેત, ને એ નાલાયક વાતથી બીલકુલ હાથ ઉઠાવ! જો તું એ દુકર્તને પરણશે તો જલદીજ તેનાથી કાયર થશે, ને પછી યાદ રાખ, તું એક જનમો જનમના પસતાવામાં ગરક જશે."

"હંબગ," કાવસે અધીરો બની પગ થોકી પ્રગટ તુચ્છકારનાં એક ટચકારાંથી કહ્યું. "હું આખ મેહુલનું ખાનપાન ને એશ આરામ છોડી જંગલ બીઆબાનમાં મારી મેરી સાથે એખલો રેહુંચ, તોબી તેનાથી કદી કંટાલવાનો કે કાયર થવાનો નથી, ને તે જો મારી સાથમાં હોશે તો મને કોઇની કે બીજા કશાની તુંબા રેહુવાની નથી."

"એક ઘેલા ગાંડા પ્યારમાં મગજ ખોઈ બેઠેલા બધા હુલ્લડ જુવાનોનું કેહેવું હંમેશ એજ કીસમનું હોય છે," આલાંમાયે પોતાની ઘણી ગમખ્વારી વચ્ચે હજી તેને ફકલીને સમજાવ્યું. "તું જરા વિચાર તો કર? તેને નથી બોલતાં આવડતું તેના ઉચ્ચારો અશુદ્ધ છે, વાત કરવામાં વ્યાકરણનો તેનો સકાર નથી, તેના તેરટ કમકમાત પેદા કરનારા છે, ને એ પ્રમાણે દરેક રીતે તે આય તારા મેહુલની પતરાણી થવાને નાલાયક છે. તે તારા નોકર નફરોથી બી છેકજ હલકી ને ઉતરતી પંકતીની જંગલી ને અભણ છે

તેનો તો ખ્યાલ કર ? જેને તારાં નોકર આદમીઓ આગલ તારી બઈરી તરીકે રજુ કરતાં તુંને લજવાઈ મરવાનું થાય, તેને તું તારા દરજ્જા ખાને-દાન ને મીલકતની માલીક ને ધણીયાંણી તરીકે આગેવાંન સોસાયટીમાં રજુ તે કેમ કરી શકવાનો છે ? ઓ કાવસ, કાવસ મારૂં માંન હજીબી મારૂં માંન !"

"કદી નહીં," તે હુજતી લાડઘેલાએ હવે બધી પોતાની ધીરજ ખોઈ દઈને કહ્યું. "હું તો તેને ને તેનેજ પણવાનો ને ફર પણવાનો ! ઓ મમા ! તમે કે જેણે આજતક મને મારી એકબી મરજી ના નથી પાડી, તો શું આય મારી સૌથી માનીતી મુરાદ હવે ના પાડી આપણા વચ્ચે વગર અગ-તનો કડવાસ ઉભો થવા દેશો ?"

"એમાં મારો ઉપાય નથી." આલાંમાયે દુ:ખથી તોબી ઠડાવથીજ કહયું, ને વળી પોતાની એક ભુલ—પોતાના મરનાર ખાવંદને તેનાં સેવટનાં બિછાંણાં ઉપર તેણીએ આપેલો પાક કોલ અદા નહીં કરવાની તેણીની નહીં માફ થઈ શકે એવી ગંભીર તકસીરની તેને યાદ થતાં તેણીનો અવાજ અને તેના હોઠ વટીક ધ્રુજ્યા ! "એમાં મારો ઉપાય નથી, કાવસ," તેણે કહયું. "હું ચાહુંછ—હવે ખરાં દીલથી ચાહુંછ કે આ આગમચ મેં તુંને ઘણી વાતો ના પાડી હોતે, ને મારાંજ મરજી પર અમલ કરવાને હું તુંને ફરજ પાડી ચુકી હતે ! તે મેં નહીં કીધું, ને તેથી આજે ખરાં દીલથી મને તેનો પસ્તાવો થાયછ."

"ત્યારે ટુંકમાં એમજ કેની, મમા," તેણે આ મામલો જોઈ હવે નારાજીની ઢપથી ઉભો થતાં ડોળા કકડાવી પુછ્યું, "કે આય લગ્ન માટે તમો મને તમારી બાહાલી આપી શકતાં નથી ?"

"હા," આલાંમાયે નીચી નજરે ને ધીમે સાહદે કહયું.

"અને એમ કેહેવા ને કરવાનો હવે તમોને હક શું છે ?" તેણે તુંદાઈથી પુછ્યું.

"એક માતાનો હક; પોતાનાં બચ્ચાંનું ભવીશ બને એટલી કાલજીથી સાચવવાનો ખુદાનાં ઘેર સુધીનો એક માતાનો પવીત્ર હક," આલાંમાય દ્રઢ બની ધ્રુજતે સાહાદે કહ્યું. કાવસ નાદાંન ના થા ! ખ્યાલ કર કે તું જો તેને પરણીને કાલે ઘેરમાં લાવે તો તેનાં કદમે કદમ તને લજવાવું પડશે ! તારાં નોકર નફરો તુંને મોઢાં પર હસશે, તુંને સારી સોસાયટીથી ભરાતો છુપાતો રેહેવું પડશે—"

"એમ કંઈ થવાનુંજ નથી." તેણે ગરમીથી કહ્યું. મેરી એક એવી

છોકરી છે ને થશે કે જેને હું આગલ પાડવા ને ઓળખાવા હમેશ મગરૂર થવશ."

"એ બધી કેહેવાની વાત છે, દીકરા," આલામાયે કહ્યું. "જો તેને મરીનો તારો પ્યાર ખરોજ હોય તો મારી એક બીજી સલાહપર અમલ કર."

"તે શું છે?"

"તે એટલીજ છે કે છ મહીના સુધી મેરીને પણુવાનો તારો ખ્યાલ તું પડતો મુક ને એ દરમ્યાન એ છોકરીને પડતી મુકી તું આપરી કોમની કોઈ બીજી અબલાઓ જો એ અરસામાં તારા હાથને જેબ આપે એવી મોહરદાર કોઇ તુંને નહીંજ મલે તો પછી આપણે એ મડમડીને ઠેરવશું, ને બનતાં સુધી તારા હાથને લાયકની કરશું. ને પછીની વાત પછી થઈ રેહેશે. તુ જરા ફરયાદ તો કર? તું જો કાલે તેને અહીં પરણી લાવે તો ખાનાંઓપર ટેબલની 'હેડ' તરીકે તેણે બીરાજમાન બેસવું જોઇએ. ને એ બધી કીયાઓની તેણીને કંઇ જરા બી આવડ છે? કાવસ તું પોતે પોતાને ઓલખે તે કરતાં હું તુંને વધારે ઓલખું છ, વાસ્તે હું ધારૂછ કે **તું જો એ પોરીને પરણુશે તો તેની નામોશી ને પસ્તાવાનાં પરીણામમાં આપઘાત વગર તો એ હીણપસ્તીનો છેડો આવનાર નથી."**

કાવસે અત્રે વલી અધીરી ને ગુસ્સાભેર અફાળ્યાં પગ થોકયો!

"હું કેહુંછ તેમ છ મહીના ગભરી જવાને જરાબી વીલંબ થવાનો નથી, માટે મારૂં માન?" ને માતાએ હજી ગીનંતગુજારીથી માંગી લીધું.

"જે વાતમાં હું છ ઘડીનો ધીરજ નહીં ખમી શકું, તેજ મારી માનીતી આરજુમાં તમે છેક છ મહીનાની જાલેમ ધીલની મને અરજ કરો, તે કેમ બહાલ રાખી શકાય?" તેણે કહ્યું.

"તારે હું તો કંઇ તારાં એ લગનને મારી બહાલી આપી શકતી નથી ને નથીંજ," તેણીએ દડાવથી કહયું.

"તમે કોણ થાઓછ?" તેણે વલી તરીયાપાવપર આવી જતાં કહ્યું. "મને તમે કોણ રોકનાર? આ મેહલ મારો છે—હું પોતે મારો ને મારી મરજીનો ધણી છઉં ને હું ચાહવશ તેમ કરશ, વાસ્તે મારી એ માનીતી મરજીની સામે થઇને તમો સાંબાં તમારા પોતાનાજ પગમાં કોહાડી મારશો."

"ઓ કાવસ કાવસ!" તે કમબખ્ત માતાએ દુઃખથી રડી દઇને કહ્યું, "આવી નીમકહરામી? મારા આટલા લાડ ને પ્યારનાં હેસાનમાં આજે આવી શરમભરેલી નાફરમાની?"

## પ્રકરણ-૨૦ મું.

"એ મારી નાકરમાંની સાથે તમારે અગાઉથીજ ઉપાયો લેવા જોઇતા હતા, ને મને બચપણથીજ તમોને તાબેદાર થતાં ને રેહતાં તમારે મને શીખવવું જોઇતું હતું," તેણે ઘણો એકદર પણ તદ્દન વાજબી ને લાયક ટાણો મારયો, કે જે સાંભલતાં તે માવતર પોતાની સઘલી ધીરજ ખોહી દઈ પસ્તાવાની એક ચીસ સમેત ચમકી ઉઠી ને ત્યારે તે બધાની કશી પણ દરકાર કરયા વના તે બેપરવાહ બેટા રીસાયલી અદા સાથે ગુસ્સા-ભેર તે ઓરડો છોડી ચાલતો થયો!

* * * *

પોતાની માવતર સાથ એમ કજયો કરીને છુટો પડેલો કાવસ તે પછી જ્યારે લંડન પાછો ફરયો, ત્યારે તેણે જોયું કે તેનો દોસ્ત લોર્ડ સ્ટેનલી તો કાંઇ અતી જરૂરીયાતનાં કામે ઠેઠ સ્પેન જવાની તૈયારી ને ધમાલમાં હતો!

તેના ક્રીશ્ચયન નોકર હેનરી વેરટ-તે ખુબસુરત મેરીના પેલા પુંજારીને અલબત તેના શેઠ સાથ જવાનુ હતું, જેથી કાવસ તે તરફ પાછો ફરયો તે પેહેલાં તેણે મેરીને ફરીથી એક વાર પોતાની એ મુશાફરીએ જવા આગમચ છેલ્લી વાર મલી લીધું હતું, અને ખરી જાંનફેસાંની સાથે પાછો તેણે તેણીને પોતાનો પ્યાર સપુરદ કરવા માંગ્યો હતો કે, જે આપણે સેહે-લથી ધારી શકયે તેમ મગરૂર મેરીએ એવડા ને ચોવડા તુચ્છકારથી નામંજુર કરયું હતું. તેને તો એક મોટા કરોડાપતી સાથ પરણીને નામદારી મેલવવાની હતી, તો શું તે આ તુચ્છ નોકરની આરજુને વજુદ આપે?

"હું હાલ તો ત્રણ મહીના ગેરહાજર રેહેવશ," તેણે એ છેલ્લી વારની હરધુત સાંભલી જતાં જતાં મેરીને કહયું હતું, "કેમકે મને મારા શેઠ સાથે સ્પેન જવું છે, પણ ત્યાંથી પાછો આવતાં હું પેહેલી ખબર તારી લેવશ ને જો હું જાંણુશ કે તારાએ ઉમરાવ આશકે તને દગો દીધોછ તો પછી-" અને બાકીનું કાંઈક ઝનુનનાં જોશમાં પટપતી તે ચાલતો થયો.

તેના તે છેલ્લા બોલો તપાવેલાં લોખંડ કે જલતા આતશ ઉપર પાંણી પડતાં જે સણુસણાત થાય છે તે કીસમે તેના હોઠ વચ્ચેથી નિકલતા કાંઇક અવાજ પેઠે મેરીના કાનપર આવી અથડયા, પણ મેરીને તેની થોડીજ પરવાહ રહી હતી? તે કે જે કાંઇજ નહીં પણ તેની ટેમસ પછવાડે અદ-

બથી ઉભો રેહેવાને સરજાયલો એક અમીનો નોકર, તેની આ શેખી ને પતરાજી માટે તે તુચ્છકારની એક આહ સાથ હસી, અને પછી ત્યાંથી એકીકર ઘરમાં પાછી ફરી.

તે પોતાના વ્હાલા ચીચોકવાલા પારસીની રાહ જોતી બેઠી હતી, કે જ્યારે કાવસ તો ઉપર કહયું તેમ ગભરાતમાં હતો, કેમકે લાર્ડ સ્ટેનલી સ્પેન જતો હોવાથી હવે તેનાથી હેટન ખાતેના તેના મહેલમાં એક પહેરાવાળા તરીકે રેહેવાય કે બેઠી થવાય એમ ન હતું! હવે તે જો કદી એજ તરફ રહે નહીં તો પછી મેરીને રોજ મલવાનો જોગ કેમ થાય? તે મેરીને મલે નહીં ને રોજ જુએ નહીં તો જીવી પણ ન શકે એમ હતું, માટે આ નહીં ધારેલી સંકડાંમણનાં અકલાંમણથી તેને સ્વભાવીક ઘણી મુંજવણ થઇ પડી તેમાં કશી અજાયબી નથી.

તે મેરીને આવી મલ્યો. તે તો સરેસ્તા પ્રમાણે હસતી, ખુશ, રમતીયાલ ને ઉલટમંદ હતી. તેણે સરેસ્તાના મીઠાસથી પોતાના એ પ્યારને આવકાર આપ્યો, અને વખાંણની આંખથી તેના ઉપર ટીકતા તે દેવાના બનેલા જવાંનને એમજ લાગ્યું કે એવી એક સુંદરતાને તેની પોતાની કરવા દેવામાં વાંધો કરવા માટે તેની માતા જેવી બીજી કોઇ હેમક સોહોઘી જડવાની નથી!

"કેમ ડીયર કાલી, તારાં મમાએ મારે માટે શું ધારયું?" તેણીએ મુલાકાત થતાં સાથે પોતાની રમતયાલ ચશમો તેના તરફ ઉંચે ફેરવીને મીઠાસથી હસતાં હસતાં પુછ્યું, "હું તો ધારૂંછ જે એ પરીક્ષામાં હું તદ્દન નાપાસ થઇછ, કેમજે દેખીતી રીતે તેને હું મુતલગ ગમી નથી; એમજ કેની!"

"છેક એમ નહીં, વ્હાલી મેરી," કાવસે ખરી વાત એકદમ કહી દઇને તેની નારાજી ખેંચી લેવાની બીહકથી અચકાતાં કહયું. "મારી માતા ધારેછ કે આપણે છ મહીના અરસપરસ નહીં મલ્યે તો—'

"છ મહીના નહીં મલ્યે?" મેરીએ નેણ ફફડાવીને પુછ્યું.

"હા," કાવસે ઓશકાતાં ઓશકાતાં કહયું. "મારી માતા ધારેછ કે—ધારેછ કે તું અભણ છે."

"ઓ તમારી મમાએ મારે માટે એમ ધારતાં ને કેહતાં શરમાવું જોઇતું હતું," મેરીએ ઘણા ગુસ્સાથી માંથું ફફડાવી કહયું. "એવણે કેમ જાણ્યું જે હું અભણ છેઉં? મારા જેટલી કેલવાયલી બીજી છેજ કોણ? મેં પાંચ વરસ તો સ્કુલમાંજ ગુજારવાં હતાં!"

"એમ નથી, વ્હાલી," તેને ઠંડી પાડવાની મતલબથી પ્યારમાં આંધલો બનેલો તે કરોડપતી કકલવા ને કમલવા લાગ્યો. "દરેકને પોતપોતાના દરજ્જાને લાયક થવાને શીખવુંજ જોઇએ. ધાર કે મારી માતા જો તારાં ઘેરમાં આવે, તો તેને તારી જીંદગીએ જીવવા ને લાયક થવા માટે ઘણુંક નવું શીખવું જોઇએ; તેજ મુજબ તું જો અમારે ત્યાં આવે તો અમારાં ઘેરને લાયકની થવા તારેબી—"

"પણ હું તમારાં ઘેરને લાયકની નથી તો તમે મારી સાથ પ્યાર કરતા આયાજ શું કામ?" મેરીએ ગુસ્સામાં રડી દેઇને કહયું,—ને તેણીને રડતી જોતાંજ કાવસનું કલેજું જાણે કપાઇ ગયું!

"તું સમજતી નથી, હની, ને નાહક દુઃખી થઇને મને દુઃખી કરેછ," કાવસે કગલીને કહયું. "તારા ઉચ્ચારો અશુદ્ધ છે, ને તે—"

"હું એ વાત સાંભલવા માંગતીજ નથી," મેરીએ ફફડી પડીને કહ્યું: "તમે મને ચહાતાજ હોતે તો એવી અણઘટતી વાત કદી મારા પાસે કરતેજ નહીં. તમે મારા ઉચ્ચારોને વાસ્તેજ મને ચહાતા કે નહીં ચાહવામાં વાજબી નથી. તમારા ઉચ્ચારો ગમે એટલા અશુધ્ધ હોતે તોબી હું તો એક લેશબી ધ્યાન આપતે નહીં!"—અને એમ કેહેતાં મેરી એક છેડાઇ પડેલા ને બગડી ગયલાં બાળકની અદાથી ચાસ પાડી રડી પડી!

કાવસનું તે જોઇ માંથું ફરી ગયું. આવી ખુબસુરતી રંડ ને સુંદર સ્વરૂપ બાળી નાંખે તે એ ઠંડ કલેજે જોઇજ કેમ શકે? તે અભણ હતી પણ સુંદર હતી તે ઘણું હતું, માટે એ સર્વોપરી ખ્યાલોમાં તેનું એ આગમચની તકરારને લગતું સઘલું ડહાપણ ડુબી ગયું!

તેણે તે મોતી સમાન ખરી પડતાં કીંમતી આંસુઓ મીઠા ચુમાઓથી લુછી નાંખ્યાં, ને તેની "કમઅક્કલ માતા" એ વગર અગતે ઉભા કરેલા સઘલા તે "વાહીઆત વસવસા" ઓ સુંદરીને કહી સંભલાવાની હદ સુધી તે હેમક થઈ શકયો તે માટે તે પોતે પોતા સાથ ખુબ ખીજવાયો!

"તમારાં માનાની મતલબ હું બરાબર સમજુંછ," તેણીએ કાવસની સમજાવતોથી રફતે રફતે ઠંડી થતાં કહ્યું. "તેની મતલબ તમોને કોઈ પૈસાવાલું સાસરૂં આપવા જેવી નીચ છે, ને હું ગરીબ છેઉં તેથીજ મને તે ખાખસુસ એવા જુદા વાંધા ઉભા કરે છે."

"એ શું બનવા જોગ છે?" કાવસે એ નવો વીચાર તેનાં મગજમાં પેદા થતાં શંકાશીલ પુછ્યું.

"તદ્દન બનવા જોગ ને તદ્દન ખરૂં છે," મેરીએ તેને ઉત્તેજેર્યો. "ઓ કાલી, હું તમારા વગર જીવી શકવાની નથી. તમે પોતે મને જેમ તેમ કેળવો, પણ તમે મને પરણીને તમારી પોતાની બનાવો."

"મારે કબુલ છે," ઉછાછલા કાવસે ઉત્તેજેરણીઓ દરમ્યાન કહી દીધું. "ચાલ ત્યારે, આપણે એમ કરયે. મારી માતાની મરજી સામે છેક ખુલ્લું બંડ મચાવાની જરૂર નથી, માટે હાલ તો આપણે છુપાછુપ પરણશું, ને મારી માતા મને ૭ મહીના દેસાવરોમાં ફરવા ને તુંને ભુલી જવાની ભલામણ કરે છે તે મસે તુંને સાથે લઇનેજ એ ૭ મહીના હું ઘેરની બાહેર રહેવશ. એ દરમ્યાન હું પોતે તુંને બધું શીખવીને મારાં ઘેરને લાયકની કરશ, ને પછી વધતી ફતેહ ને હજાર ઘણી વધારે મગરૂરી સાથે હું તુંને એ ૭ મહીનાના અરસા બાદ મારી પરણી વાઇફ તરીકે મારી મમા આગલ રજુ કરશ, જે સઘલાંનું સેવટ વગર તકરાર ને વગર ફેસાદે શાંતી ને સમાધાનીમાં આવશે."

## પ્રકરણ ૨૧ મું.

અલબત મેરીને આ યુક્તી ઘણીજ ગમી, ને તેથી તેણીએ કાવસના ઉમંગ અને એ નેક ઠેડાવને દીલોજાંન ટેકો આપ્યો.

લોર્ડ સ્ટેનલીનાં સ્પેન જવાથી હવે તે મેરીને એમ નહીં કરે તો મલી નહીં શકે એવાણી કમભાગ્ય સંજોગનું સંકડામણ ઉભું થયું હતું, માટે તે બેઉને લાગ્યું કે આ યુકતી તે બન્નેનાં ભલાં ને લાભ માટે સૌથી પસંદ કરવા જોગ ને સૌથી વહેલી અમલમાં મુકવા જોગ હતી!

એ ઉપરથી હરખમાં આજેજ બની આ નહીં વકી રાખેલી યોજના જે ધ્યાનમાં આવી ગઇ હતી તે ઉપર દીવસની મુલાકાતમાં તેઓએ કલાકના કલાક સુધી ઘોર કરયો, અને પરણ્યા પછીથી પોતાના વહાલા કાલીને હાથ શીખેલી તાલીમના સબબે મેરી કેવી બાહોસ બની પોતાની સાસુને અજાય-બીમાં છક કરશે તેની હવાઈ ઉમેદોની ખુશાલીમાં તે જવાન જોડું ગરક થયું. તેમને હવે ત્યારે બીહવાનું શું હતું?

અલબત મેરીના જુદા બાપથી પણ આ લગન તુરત વેળા તો છુપાવાનાં હતાં, ને તેણીએ તેનો આસરો તજી ત્યાંથી હાલ તો માત્ર (પછીથી બધા ખરા ખુલાસા થાય તેટલાં) કોઇ નોકરીએ જવાનાં બહાણાથી નાહસી જવાનું હતું.

તેઓએ લંડનમાં પાકકું લાઇસન્સ મેલવી પરણવા ઠરાવ્યું, ને પછીથી કોઈ ઓલખાંણુ પીછાંણુનાંની પીડા પગે ન વલગે તેથી ઠેઠ ઇટલીમાં ૭ મહીના જઈ રહેવાનું નક્કી કરયું. ત્યાં કોઈ સુંદર સરોવરને તીરે એકાદ રમણ્ય બંગલો લેવાનો કાવસે મેરીને પોતાનો ઇરાદો કહ્યો, ને એવી મોટી મોજ ને શેઠાઇના તુરંગોમાં તે ગરીબ ગામડયન ને ગામરેની ગોરી લીન થઈ ગઇ!

અને સઘલું એમજ પાર ઉતરયું. મેરીએ તેના બાપ આગલ તેણીને બાહેર સારે ઠેકાણે નોકરી મલી જવાનું બાહણું બતાવ્યું, ને તે બેકદર બીન કાલજીવાલા બુઢાએ કશી જ્યાદા પરપુછ કે જંજાલ કીધા વિના તે બહાણાને ખરાં કારણ તરીકે અલબત સ્વીકારયું.

બીજા હાથ પર કાવસે એક લંબાણુ મકરબાજ કાગલ લખીને પોતાની માતાને તેણે મીઠાસથી (પણ અફસોસ દગાથી!) સમજાવ્યું કે, વધારે વીચાર કરતાં તેને તેણીની સલાહ અમલ કરવા જોગ લાગી છે, જેથી મેરીને ખ્યાલ પડતો મેલી ૭ મહીના તે યુરોપમાં સેહેલધાહે જાય છે!

એ ઉપરથી તે ભોલી ભલી માતાએબી ઘણા હરખ ને ખુશાલી વચ્ચે આ વાત ખરી માની—એટલે સારાંશ; કાવસ ને મેરી નીતિરીતી તેમજ કાયદા કાનુનોની રાહે પણ તદન છુપાછુપ લંડનમાં પરણીને હકદાર ધણી ધણીયાણી થયાં, ને પછીથી એ લગનનો લાહવો લેવા તેમના અસલ ઠરાવ મુજબ તેઓ તાબડતોડ ઇટલી જવા ઉપડી ગયાં!

* * * *

તે એક સુખનો સ્વપ્નો હતો.

કાવસ અને મેરીને પરણવા પછીનું એક અઠવાડયું તમામ સુખ, સંતોષ અને મજાહમાં આસાન ગબડી ગયું, અને રોજબરોજ એક દીવસમાં એક હજાર વખત કાવસ પોતાની માતાની નાદાંનીને હસતો, અને પોતે જે આ નવી યોજના શોધી કાઢી તેને લગતી ફતેહની મોજ અને મગરૂરીમાં મલકાતો હતો!

તેણે ઇટલી આવીને મેરીનો અભ્યાસ ઉલટથી ચાલુ કરયો હતો, ને મેરી તેને હસ્તક ખંતથી ને ખુશીથી શીખતી હતી, તે જોઈ તે પોતે એજ અનુમાન ઉપર આવ્યો કે ઉમરના વધારા પછી અબલાઓને જે અભ્યાસ કરાવવો ને શીખાડવુંજ હોય, તો તે કામ તેમના પરણ્યા ભરથારો જેટલી કુનેહ ને ફતેહમંદી સાથ બજાવી ને બર લાવી શકે તેવી રીતે બીજું કોઇ નહીં કરી શકે!

મેરીના પોતાના આનંદનું તો પુછવુંજ શું? તે અભણ ગમાર ચાહેરી ઠાઠ ને ઠઠેરામાં હવે હદ કરી રહી હતી! તેને જે જોઇએ તે ફક્ત માગવાનીજ ખોટી હતી—એવી રીતે બધું તેનાં મોં આગલ હાજર હતું! કીંમતીમાં કીંમતી પોશાકો, સુશોભીત ઘરેણાં, જરજવાહર ને દાગીનાઓ, ગાડી ઘોડા, વાડી બગીચા, નોકર નફરો એ સર્વની તે એક એકલી સાહેબી કરનારી શેઠાણી બની! તે કે જે હજી તો ગઈ કાલે ખેતરોમાં ભટકતી ને જંગલોમાં રખડતી જંગલની રાણી જેવી એક જંગલી પરી હતી, તે હવે આ ઉલટીજ કીસમના ઠઠેરા સાથે આજે એક ઉમરાવ બાનું બની ગઇ હતી, અને ત્યારે એ નવી જીંદગીનો અદ્ભુત ને અસાધારણ અનુભવ એ બીચારી અભણ છોકરીનું માંથુ ફેરવી નાંખે તેમાં તે કાંઇ અજાયબી હોય?

પણ કાવસની યાહોમ આંધલી ફીદાગીરી કોઇ રીતે જલ્દી તૃપ્ત થઇ રહી નહી. તે એ અબલામાં એકબી દોષ તો જોતોજ નહીં. તેણીના અવગુણો જોવાને તેને આંખો હતીજ નહી—ફક્ત બધું તેને સારૂંજ દેખાતું, સિવાય કે તે વારંવાર નવો ડ્રેસ પહેરી આરસીમાં ડોકાવતાં મગરૂરીથી ડોકું ફફડાવી કેહતી કે "હવે તમારી પારસી મમાને કહીએ કે મને આવીને જો, ને તારૂં મત આપ કે હું કેવી સપુર્ણ લેડી બની ગઇચ?" તેજ એ ડોકરાને સેહેજ કડોર લાગતું હતું?

પણ એબી કાંઇ તેણે તેણીને ખુલ્લું કહ્યું નહીં. તેણે જલદીજ જોયું કે મેરી સ્વભાવની "દાઢાબરી" હતી, ને તેની મરજીની વીરૂદ્ધ કાંઇબી કામ લેવાતાં કે તેણીના એકબી ખોડખાપણ રજુ કરવામાં આવતાં તે મોઢાં ચહઢાવતી, કે નહીં તો ભાબરાભુત પેંઠે છેડાઇ પડતી; માટે સહેતાંન દાબો રાખવા તેણીની એવી એક બે ખામીઓ મન મોટું કરીને ખુશીથી લઇ ચલાવતો. "સંપુર્ણ તો આદમી હોયજ શાનું?" તે મન સમજાવતો.

તે જેમ મેરીને વધતી જોતો તેમ વધતો તેના પર ઘેલો બની ફીદા થતો! તેને મનથી તો તે એક આકાશી હુરી હતી, કે જે ફકત આદમીઓને લોભાવા ને શરમાવા માટેંજ થોડુંક સુધીની આ ધરતીની રેહેવાસન થવા આવી હતી, અને એ કીસમનો આ ખુશીનો ખાબ વગર ખાંમીએ ઉપર કહેવામાં આવ્યું છે તેમ એકાદ બે અઠવાડયાં તો આસાંન જારી રહ્યો.

એ દરમ્યાંનમાં જલદીજ મેરી તેના અભ્યાસની માથાકુટ ને ભેજાં દુઃખનથી કંટાલીને હાજર થઇ, ને તે તેણે છેલ્લી સલામથી છોડી આપ્યો; પણ તેનીબી તેને ફરજ પાડવા અથવા એ બેહાદી માટે તેને ઠપકો

આપવા જેટલું એ એ હીચકારા કરોડપતીમાં પત ન હતું ! તે આખું ને તો તેણીને શીખવવાની હુંફને ઉલટમાં જે ઢગલાબંધ ચોપડીઓ આણીને દુકાનો પરથી વગર અગતે હોરી લઈ આવ્યો હતો તે એમની એમ ને નવી બંધ પડી રહેલી જોઈ રમુજથી હસતો !

તેઓએ ઇટલીમાં એક સરોવરને કિનારે નામે "ડ્યુક વીલા" કે જે તેની આસપાસની રમણ્ય સીનરીને દીલપઝીર દેખાવો તથા ખાંસણીની રોનક માટે તે તરફ જાબજા વખણાતો હતો તે, મોટે ખરચે બેઠો ભાડે રાખ્યો હતો, ને નોકરનફરોના જોઇએ તે કરતાં એક મોટા રસાલા સાથે ત્યાં તેઓ અમન ચમનમાં દરેક તરેહનાં સુખમાં રેહેલા હતાં.

પણ એમ ક્યાં સુધી ચાલે ?

---

## પ્રકરણ–૨૨ મું.

એક દીવસ ખાધાની બાબદમાં તેમના વચ્ચે પહેલવહેલું વા–વીજોરૂં બરપા થયું ! મેરીને ત્યાનું કામો શેહેર જોવા જવાનું મન થયું, જે માંગણી તેના પરથી ઓઢાઇ પંચરાઇ જતાં તેણીના ભરથારે અલબત અરધા સુકને બાલાલ રાખી, ને તેઓ ગયાં ત્યાં ફરી હરી તે તરફનાં જે સોથી પહેલે નંબરના હોટેલમાં તેઓએ ઉનારો લીધો હતો ત્યાં તેઓ જમવા ગયાં.

ત્યાં ખાણું ઉપર બીજી ઉચી વાણીઓ વચ્ચે એક "ગ્રીન પીઝ" ની દીશ આવી, કે જે જોઈ મેરી હરખાઇ ગઇ, ને ત્યાંના નોકરોનાં દેખતાંજ તેણે આટો બાઇ અભાડો બાહ્યો !

"ઓ ગ્રીન પીઝ ?" તે ખુશીમાં છલકાઇ આસપાસનો વિચાર રાખ્યા વિના બોલી ઉઠી; "મારી એ તો માનીતી દીશ !"—ને એક મોટી લેડી તરીકેનો પોતાનો ટેક ને 'એટીકેટ' નો સવાલ બારંબે નાંખી તેણે બકરાંની ગેરે બચર બચર તે વટાણાના દબુસા મારવા માંડયા, જે જોઇ કાવસને બરકે પાંણી ઉતર્યું, ને તેનું મોહત થઇ જવાથી તેનાં ભીન ફરી ગયા.

વલી તેણીએ કાંટાને બદલે તે ભોભરતાં છુરીનો ઉપ્યોગ કરી 'એટી-કેટ' નું નખ્ખોદ કાઢી નાંખ્યું તેથી બી તેના શ્રીમંત ભરથારને જબરી ઝાંઝ ચઢી, ને તેણે ડોલા કકડાવી કહ્યું, "હેમક, એ શું કરેછ ?"

તેણીએ વટાણા જોતાં જે ખાઘરાપણું બતાવ્યું તે તેના જેવી એક ઉમરાવ બાંનુને એવું અછાજતું—એટલું અસભ્ય હતું કે પછવાડે ઉભેલા

નોકરો એકમેકને આંખનો ઇસારો આપી હસ્યા હતા, ને તે ઉપર કાંકણું કાવસની નજર પહોંચી હતી, માટે તેથી આગમાં તેલ હોમાયું હતું.

વળી તે "માસીને ઘેર" વટાણા ખાતી હતી એવો ત્યાં ને ત્યાં જંગલી એકરાર કરવાનેબી મુતલગ શરમાઇ નહીં, ને તે માસી જાણે કેવીક મોટે ઘરની બાનું હોય તેમ તેનું નામ ને તેની વાત તે દરેક બાબદમાં વચ્ચે હોમાવતી હતી, તેનું બી તે ઉમરાવને આ બધા અણગમતા સંજોગો વચ્ચે ઘણું ઝેર લાગ્યું, ને તેથીજ પોતાની ધીરજ ખોહી દઈ તેણે ઉપર મુજબ તરારો મુકયો.

પણ પોતાની એવી કીસમે બેહોરમતી થવાની નામોશી મેરી કેમ ખમે? તેણે પોતાના ભરથારના એ ઠપકાને "છીટાં છબટરાં" નું નામ આપી તુચ્છ-કારી કાઢયું, ને તેથી પહેલી હોલી તે દહાડે ને ત્યાંજ સલગી!

અલબત કાવસને તેની હોરમત પ્યારી હતી, માટે તે દેવાંનીને એમ એક દારૂખાના પેરે છેડાઈ ઉઠેલી જોઇ .તે તુરત વેલા તો દમ મારી ગયો, એટલે તેનો વધતો રકાસ થતો બચ્યો; પણ તે પછીથી બેઉ ધણી ધણ્યાણી રીસાઇ ગયાં, ને એ ખભરાતનો ચચરાત તેમના પેહેલા ગંભીર મતફેરની દુ:ખભરી શરૂઆત થઇ પડી!

વળી એ પછી બીજો એકાદ કજયોબી એવાંજ એકાદ કારણનું પરી-ણામ હતું! મેરીને વાઇન પીવા ઘણો ગમતો હતો, ને તે પોતાના મોભાના ડર કે દરકાર વિના બેઅખત્યાર પીને ઉંઘણસી કે હેમક જેવી અર્ધિયામાં થતી, જેથી કાવસને આડાં ને ઉભાં ચઢવા માંડયાં, ને તેમાંબી તેણે વાંધાનો અવાજ કર્યો, એટલે મેરી ચીસ પાડી રડી ઉઠતી!

વલી તેના અશુદ્ધ ઉચ્ચારો બી હવે તેને કદમે કદમ જખમાવતા ને સંતાપતા હતા, ને તેના સુધારા માટે તે જે કહેતો ને કરતો તે બધું ફોકટ જતું. સારાંશ, એક હેમક પ્યારની બેફામી દરમ્યાન તેને જે એબો સામે છતી આંખનો અંધાપો આવ્યો હતો, તે હવે તેની આંખ ખુલી જતાં જોવામાં આવતાં અજાયબીથી તેની છાતી ફાટી જવા લાગી!

તેને તેની માતાની કદરદાન શિખ હદ વિનાના કડવાસ વચ્ચે હવે યાદ આવવા માંડી, પણ અફસોસ કે હવે ઘણું અસુરૂં થયું હતું! તેણે હવેજ જોયું કે ખુબસુરતી ઉપરાંત ખરેખર તે અબલામાં એક મોહરદાર તરીકેની એકબી ખુબી નહીં હતી! તેનું મગજ ખીલવવા તેણે મેહેનત કરી, પણ તે તો કહેજે 'મારૂં મગજ ખીલવવાની જરૂર છેજ નહીં.' તેણે તેને સુધારવા માંગ્યું, તો કેહે 'મને સુધારવાનું બાકીજ શું હોય?'—અને

તેથી હવેજ તેણે પોતાની મુરખાઈ ને ભુલ જોઇ, પણ હવે હાથ ઘસવાથી શું થાય ?

તે એનાથી એટલા માટે કંટાળવા ને હવે અલગ થવા માંડયો, તો "બીજીઓના પેચ"માં તેને સપડાયલો કહી મેરીએ રમખાન મચાવવા માંડયું; એમ છતાં એવી હેમક અભણ ને જંગલીનો એકલીનોજ સમાગમ તે એ ઉમરાવને કેમ રૂચે ? ના તો તે કદી કાંઇબી વાંચતી કે ના ગાતી ! તેને વાત કરવાનાં સલુક ન હતાં, તો ભરથારને રીઝવવાનાં બીકટ કામનો તો અભ્યાસજ શાનો હોય ? તેના જંગલી ટેસ્ટો જોઇ તેનું બધું તનબદન કાંપતું ને કમકમતું ! તે હીરા જેવા પોશાકો લટકાવી તે ઉપર બીહામણાં ઘરેણાંઓનો એવો કેવલ હસી કાઢવા જોગ ઠઠેરો કરી નીકલતી, કે એવી એક સરતાપા હેમકને પોતાની સદાની ભાગ્યન ને મોહરદાર બનેલી જોઈ હવે તેની આંખ ખુલવા પછીથી તે લજવાઇને મરતો !

તે ખુશ હોય તો ઠીકાઠીક, નહીં તો જો જરાબી ઓછું પડયું તો પોતાની હઠ ને ખવીસ જેવા ખવાસ અને સ્વભાવથી તે તેણીના ભરથારનું પાકવીને પલેકાર કરી મેલતી, અને દોસ્ત આસનાવો વગરનો એવી એક સાથનો આ એકાંત સહવાસ, જે આગલ તો તે પોતા માટે એક પેહેલી પંકતીનું સ્વર્ગ જાણતો હતો, તે હવે તેને એક જીવતાં દોઝખ પેરે ડરાંમણો દીસવા લાગ્યો.

તે પોતાનાં મનને પુછતો અને પુછતો કે તેની મેહેરબાંન માની સલાહ નહીં માનવા માટેની તેની કંગાલ ચાલ તે દેવાંન્યત કહેવાય કે હેવાન્યત ? તે જલદીજ એ ભુલ—એ તકશીર માટે તોબા બોલવા લાગ્યો, ને એ બલા પ્રીરેસ્તાનાં રૂપ માહેલાં સેહેતાન—ના બસથી કેમ બચવું ને કયાં નાહસવું તેના તહરેવાર તુરંગ કરવા લાગ્યો !

આવી અણઘડ, અભણ, કમસમજ, કમસુમાર, જંગલી ને હઠીલી ઓરતને તે કઇ કીસમે પોતાના મહેલમાં પોતાની મોહરદાર તરીકે રજુ કરવાની તે હીંમત કરી શકે ?

પણ મેરીનો તેની સાથે રેહેવા ને તેનાજ મેહેલમાં તેની સાથે જવા શું હક નહીં પોંહચતો હતો ? તેણે તો તે પોતાના હકને માટે હવે રોજની લડત જારી કરી. તે હયાંનાં એકાંતથી કંટાલી હતી, માટે વગર શરમાવે તેને નાદીર કેશલમાં લઇ જવાને ત્યાંની ધણયાંણી સ્થાપવા તે કાવસનો પીછો પકડી બેઠી, અને હવે ત્યારે આ જાલેમ બલાથી છુટો થઈ પોતાનું છુટાપણું, હોરમત ને જીંદગી વટીક બરબાદ થતાં કેમ બચાવવું તે માટે આ હેમક, ઉંછ જાતો ને હઠીલો શેઠયો માહ દુઃખ ભરયાં ને ગંભીર વમાસનોમાં ઉતરી ગયો !

## પ્રકરણ ૨૩ મું.

એ દરમ્યાંનમાં મુંબઇમાં લેજીસ્લેટીવ કાઉનસીલમાં એક બેઠક ખાલી પડી માટે તે જગ્યાની ઉમેદવારી કરવા માટે એકદમ મુંબઇમાં ઘરે પાછો ફરવાની ભલાંમણ તેને તેની વ્હાલી માવતર તરફથી તારમાં તેમજ કાગલમાં લખાઇ આવી.

તે ભોલી ભલી માતા! કાવસ તેણીની મરજી ઉપરાંત મેરી સાથે છુપાછુપ પરણી ગયો હતો એવો તો અલબત તે બિચારીને વેહેમજ શાનો હોય? તે તો એમજ જાંણુતી હતી કે તેનો સ્યાંણો સપુત તેની મનાથી મનાયો હતો, ને તેથી તેણીનીજ સલ્લાહ મુજબ મેરીને વીસરી જવાની એક કોશેશ કરતો હાલ તે ઇટલીમાં એકલો રેહેલો હતો. એટલા માટે હવે તેને ઘેર તેડી લેવાની આ તક હાથ કરવાને તે સદાની હેતાળુ માતાએ મોહોબતથી કાલજી કરી. તેણીનો ઉમરાવ બેટો મહાન સભામાં બીરાજમાન થાય એ તેણીને પોતાને ઘણું ગમતું હતું, માટે કાઉનસીલની એ બેઠક રાખનાર એક ગ્રહસ્થના અચાણુચ મરણથી ખાલી પડેલી જગ્યા માટે ઉમેદવારી કરવા તેણે અગત કરીને તુરત આવવું એવો તેણીએ તેને એક તાકીદનો તાર મોકલ્યો, ને પુઠે વલી લંબાણુ વીગત સાથે તેજ વાત સમજ પાડીને તેને લખી મોકલી.

પણ કાવસ પોતે શું એક કે બીજાં બાહાણાંથી ત્યાંથી ઘેર જવાને ઓછો આતુર હતો? મેરીની નાલાયક જીસરીના ચાલુ સંતાપથી એટલી ટુંક મુદતમાં તેનો સદાનો હસતો મુખડો કુમલાઇ ગયો હતો! માટે હવે તેને ધારાસભાની બેઠક મેલવવાની તો ફુંફ કે ઉલટ જરાએ રહી હતી નહીં; પણ એમ છતાં મેરીને મુકીને અલગ થવાનું ને તેના ચાલુ ત્રાસથી બચવાનું તેને આ એક નહીં ધારેલું સોનામોહર જેવું બાહાણું મલી ગયું તેથી તે મનમાં રાજી થયો.

પણ મેરી તેને એકલાને કેમ જવા દે? તેણીએ તો આપણે ઉપર વાંચી આવ્યાં તે મુજબ કાવસની એ મરજી સાંમે એક મસ મોટું બંડ મચાવ્યું, પણ અંતે ઘણી સમજાવત અને મોટી આશાઓની ખોટી ઉમેદો ને મીઠાં પણ જુઠાં વચનોથી એકવાર તેણીને વાહીને ઉડાવામાં તે ભરથાર ફતેહ પામ્યો, જેથી "ફક્ત એકાદ માસ" તેની ગેરહાજરી દરમ્યાંન તે સુખથી એકલી રહી શકે તેની દરેક પાકકી બંદોબસ્તી કરી તે ઘેર જવા નિકલ્યો.

"હું ઘેર જઈ મારી મજાને મનાવી લેઉં તરત તુંને તેડાવી લેઈશ," તેણે મેરીને સબ્બારો આપ્યો હતો. "બધી અવલ બંદોબસ્તીઓ કરવા પહેલાં મારે એકલાએજ ઘેર જવું જોઈએ; વળી કાળજીથી એક મેળવણી આ તકથી મારે ચુકાવી નહીંજ જોઈએ, ને તે મારેથી એકદમ જવું જોઈએ, કે જ્યારે તુંને સાથે લઈ જવાની ધમાલમાં તો મારો વખત ઘણો જશે."

આ અને એ વતરોગે એ તરાંહની એકથી અનેક જુદી જુદી સબબ જાવતોથી મેરી જેમ તેમ તેના વિના થોડા દીવસ ત્યાંજ થોભવા પોતાની મરજી ઉપરાંત જીવપર જોરાવરી કરીને કબુલ થઈ, અને ત્યારે વધતા ઓછા છુટકારાનો દમ ખેંચતો કમનસીબ કાવસ તમામ હાડમાર થયલો હેરાંન અને પરેશાન બનેલો, પસ્તાવાથી બલતો જલતો પોતાને ઘેર જવા દુઃખી દીલે ઇટલીથી ઉપડી ગયો !

* * * *

મોટે ઘેરની આલામાય પોતાના ચેહરેનમુન બેટાને એમ અચણુચ ને વગર ચેતાવે તેણીની ગોદમાં આવી ઉભેલો જોઈ ખુશાલીની એક ધીમી ચીસ સાથ ચમકી ઉઠી, પણ વલી તેણીની નજર ઠડતાં બીજીજ પલે જ્યારે તેણીએ તે સદાનો મીઠો, માનીતો મુખડો સેહજમાં જણાઈ આવે તેવો દુઃખી, ફીકકો ને આઝોરદે થઈ ગયલો જોયો, ત્યારે તે ગભરાતથી એકાદ બે કદમ પાછલ હટી ગઇ !

"તુંને શું છે, મારા દીકરા ?" તે સદાની ચીંતાતુર માતાએ છેક ફાલ ખાઇ પુછ્યું. "તું દુઃખી છે ? શું તું કંઇ ઘણો સીક હુતો, ને તે વાત મારાથી તેં છુપાવી તી ?"

"નહીં માયજી" કાવસે ફીકકું હસવાની વ્યર્થ કોશેષ કરતાં તેને સબ્બારો આપવાની ઉતાવલ કરી. 'એ તો ફક્ત ઉતાવલી મુસાફરીની રંજ, થાક, ને હાડમારીથી હું કંટાળેલો છેઉં. હું તો તદ્દન સારી પમે છેઉં."

પણ એ વાત આલાંમાયે માની નહીં. તેણીએ મનમાં અનુમાન કરયું કે કાલી ખરેખર કોઈ બીમારીમાંથી તરતનો ઉઠયો છે. "કદાચ મેરીના ગુરાપાના સબબથી એ બીમાર થયો હોશે," તેણીએ ઘણાં દુઃખ વચ્ચે મનમાંજ વમાસ્યું, ને પછી કહ્યું, 'ચાલ, કંઇ નહીં, હવે તું ઘેર આયોછ તો જલદીજ તુંને પાછો આરામ થાય તેમ હું કરશ; પણ કાલી, મેં તુંને મારાં છેલ્લાં કાગલમાં લખ્યું તું વારૂં કે આપણે ત્યાં હાલ પહેલ્યાં આવેલાં છે ?'

"બીલકુલ નહીં, મમા," કાવસે નીરદોશતાના દેખાવથી ખરો જવાબ કીધો.

"ત્યારે નજરચુકથી એ વાત તુંને લખવાની રહીજ ગેઇ, ને મારાં મનમાં તો એમ કે તે હું લખી ચુકીછ ! હાલ આપણે ત્યાં પહરોણાં છે," તેણીએ સમજાવ્યું, "પણ તારી તબીયત નાદુરસ્ત છે તે દરમ્યાનમાં તે લોકપર મને ધ્યાન આપવું પડશે તેથી હું ઉલટી દલગીર છેઉં. હું તારી આવજાત કરતાં રોકાએલ પડશ તો તે લોક પર ધ્યાન આપશ કેની ?" તે હેતાલુ માતાએ મીઠાશથી હસીને વધાર્યું.

"તમારી ભુલ છે, મામા" કાવસે પાછું કહયું. "હું ફરીથી કેહુંછ કે હું તો હંમેશ માફક તદન સાજો તાજો ને સારી પખે છેઉં, ને આપણે ત્યાં પરોણાં આવ્યાં છે તેથી હું જરાબી નાખુશ નથી."

આ તે ખરૂં બોલ્યો, તેની આવી કદરદાંન કદરસનાસ માતા સાથની તેની કરપીણ દગલબાજીના સબબે તેનું હૈડું તેને અત્યારમાંજ કરડીને ખાઇ જતું હતું, માટે તેણી સાથે એખલો રેહેતાં કદમ દર કદમ એ તેની દગલબાજીની યાદના તેને ઉપરા સાપરી જખમો થયા જાય, તે કરતાં ઘરમાં એમ પરોણાં હોય ને તેમના સાથે ભેલાતાં તે પોતે એ નાપસંદ ગઇગુજરી સદાબરી ભુલી જઇ શકે એ તેણે પોતાના લાભ માટે અવસ્ય માન્યું; જેથી ઘરમાં પરોણાં આવ્યાં, ને રહેલાં હતાં એ સમાચાર સાંભલી તે મનસે ખરા દીલથી ખુશ થયો.

## પ્રકરણ ૨૪ મું.

તે આખું ઘર,—તે મોટો મેહેલ ખરાં સુખ, શાંતી ને અદબનો એક દીલકશ દેખાવ આપતો હતો, ને તેણે કરમાઇ જતાં જીગરે ઇટાલીનાં તેનાં પોતાનાં રોજનાં ફેસાદખોર ઘર ( દોજખ ! ) સાથ તેની સરખાંમણી કરી. ત્યાં અભણ, હુલ્લડ, કલાંટ, કમસમજ મેરી સાથનાં રોજની માંથાફોડ, મારામારીઓ, ચીસો, ને કકલાતોથી તેને કાયર થવાનું ને કમકમવાનું હતું, કે જ્યારે આં તો દુન્યામાં જેનો જોડો નહીં એવી એક મોહબતવંતી માદરની ગોદમાં તેને સર્વે પ્રકારનું સુખ અને સુખજ હતું !

અફસોસ, તે સુખ હવે સદાનું લુટાઇ ગયું હતું; તે દાનાવ માતાનું કહ્યું નહીં માનીને દેખતી આંખના અંધાપા વચ્ચે તે સુખ તેણે પોતેજ લુટી આપ્યું હતું, અને હવે એ બે ઘર વચ્ચેના સુખ ને દુઃખનો મુકાબલો કરી તે ફોકટ મનથી બળી મરતો હતો !

"કોણ કોણ પરોણાં આવેલાં છે, માયજી ?" એ ગમખાર મુકાબલા-

ઓથી ઉભરાઇ આવતાં એક દચકને જેહેમતથી પોતાની છાતીમાં ગુંગળાવી નાંખી તેણે પુછયું.

"કુંવરમાયને તેવણુની જુવાન ભાંણેજ ગુલાં," તે માતાએ કહયું. "દીકરા, એ લોક આપણે ત્યાં આવેલાં છે તે તુંને ગમશે કેની? મેં એ લોકને નોતરયાં ત્યારે આય કાઉન્સીલની બેઠકની વાતનો કોઇને સ્વપ્નોબી નહીં હુતો, જેથી તું એટલો જલદી ઘેર પાછો ફરશે એવી મને વકી રાખવાનું કાંઈ કારણુ નહીં હતું."

"વ્હાલાં માયજી," કાવસે લાગણીથી કહયું, "આય ઘેર મારૂં નહીં પણુ તમારૂં છે, ને તેમાં તમારો જીવ ચાહે તે તમારાં દોસ્ત આસનાવોને મારા કશાબી ડર કે દરકાર વગર ગમે એમ નોતરવા, રાખવા ને તેમની પરોણાગત કરવાને તમો બેશક મુખ્ત્યાર છેઓ."

તે માતાએ જે તેણીનાં મનમાં એક મોટી ને માનીતી ઉમેદ હતી તે અલબત ત્યાં ને ત્યા તર ને ફર તેને કહી દીધી નહીં. તે ઉમેદ ફકત એટલીજ હતી કે દીકરો કાવસ તે સાહલેસ, ભલી, ગુણુવંતી ગુલાંને જુએ, ને તેના પર ફીદા બને. તે કુલવાંન અબલા ગુલાં એક મોટી મીલકત ને દોલતની એકલી વારેસ હતી તેથીજ તે માતાએ એમ ચાહ્યું એમ નથી. તેણીને ગુલાંની તે દોલત કે મીલકતની તો કુચ્છ તુંભા ન હતી. પણુ ગુલાં હદ વિનાની ખુબસુરત હતી તેથી બી તે માતાએ કાંઇ એ ઉમેદ દીલે વસાવી ન હતી, પણુ તે છોકરી એવી મીઠા સ્વભાવની, એવી ભલી, અસીલ, અને રગેરગ ઉમરાવ હતી કે મેરીએ ઉપજાવેલા કમકમાત પછી તેણીએ તેને સ્વભાવીક હરખ ઉપજાવ્યો હતો, અને તેથી એવી એકને—એનેજ કાવસ પોતાની સદાની સુખ દુઃખની ભાગ્યણુ બનાવે એવી તે મોહબતવંતી માદરની તે ખોદાથી ખરાં દીલની બંદગીમાં માંગેલી એક સૌથી માનીતી આરજુ હતી!

પણુ વળી ધ્યાંન રાખવું કે તેમને એમ એકઠાં મેલવવાજ કાંઇ આવાંમાયે મજકુર મોટે ઘેરનાં બાંનુઓને પોતાને ત્યાં હાલ નોતરીને મહેમાન રાખી ન હતી. ખરી વાત એટલીજ હતી કે આવામાંયે કાવસને જે સમજાવ્યું તે બોલે બોલ ખરૂં હતું. તેના બેટાની ગેરહાજરીમાં તે બંગલાનું એકાંત તેને પણું કંટાલા ભરયું થઇ પડયું, માટેજ તેણીએ કુંવરબાઇને નોતરી હતી. ને તે નહીં ધારેલી પોતાની ભાણેજને સાથે લાવી હતી, કાંકે આવાંમાંય ને કુંવરમાયને છેક બચપણીથી અરસપરસની મીત્રાઇ-

આ[illegible] હતી, ને તેમના વચ્ચે મોટાં સહીપણાં મારુ રહ્યાં હતાં. [illegible] એ તો ફક્ત ખુદરતે નીરમાન કરેલો એક સંજોગ માત્ર થયો કે તેમનાં આવ્યાં પછી થોડુંએકેજ એસમબલીમાં એક બેઠક ખાલી પડી, ને તેની ઉમેદવારી માટે આર્શાઆલને તેના બેટાને ખાસ તેડાવી મંગાવાનો પ્રસંગ થયો; અને એ રીતે જ્યારે સુંદર ગુલાં સાથે તેની મુલાકાતનો નહીં ધારેલો પ્રસંગ થવા જેવું અચાનુક થયું, ત્યારે ને ત્યારેજ તે માતાએ ઉપર હતી તે કીસમની દુવા ગુજારી રાત ને દીવસ ખરાં દીલથી પોતાની બંદગીઓ દરમ્યાન તે કીરતારથી માંગી લેવા માંડયું, અફસોસ, કેવી ભોળી માતા !

તેણીના ઉપર તેના બેટાના છેલ્લા જવાબથી ભારે અસર થઇ, જ્યારે તે બેટાએ લાયકીથી તેણીને કહ્યું કે તે ઘર તેનુંજ હતું, ને જીવ ચાહે તેને તેણી ત્યાં નોતરવા ને મહેમાન રાખવા મુખત્યાર હતી, ત્યારે તેણીએ અત્યંત ખુશાલ અદાથી તે વ્હાલા બેટાને પેટમાં ચાંપ્યો.

"મારા વ્હાલા દીકરા," તેણીએ કહ્યું, "હું તુને ગઇ ગુજરી યાદ કરાવી જરાબી દુઃખી કરવા માંગતી નથી, પણ જે વાત મને અકારી હતી તે વાતથી ફક્ત મને રાજી રાખવા ને મારી મરજી સાચવવા હાથ ઉઠાવાની તારી તાબેદારી માટે તારા પરથી હું હવે મરી ફીટુંછ."

કાવસનું એ સાંભલતાં અલબત તન બદન ધ્રુજ્યું.

કાવસ દુઃખનાં એક ધ્યકાંથી એક કદમ પાછો હઠયો, પણ હજી તેથી જોયા વિના તેનાં માથાંપર હાથ મુકી તે માતાએ મોહબતથી વધારયું.

"હું તો બીહતીતી, દીકરા, કે હદ બહાર લાડથી મેં તારૂં નખોદ વાલી મુકયું, પણ તારી આય વાતની સખ્ત તાબેદારીથી—પણ તુંને શું છે, કાવી? દીકરા, તું ઘણો ફીક્કો પડતો જાયછ ?"

"મમા મારી તબીયત બગડેછ; મને મારા ઓરડામાં જરા નિરાંતમાં આરામ કરવા જવા દેવ." તેણે ઓજરખાહીથી માંગી લીધું. "હું થાકેલો છેઉં, ને સુઇ ઉઠશ તો મને ઘણી નિરાંત વલશે."—અને લપેરા ખાતો પોતાના ઓરડામાં ચાલી ગયો !

કમનસીબ કાવસ ! તેને લાગ્યું કે એવી એક માયાલુ અને મોહબત-વંતી માદરનું એવી નીમકહરામ ના ફરમાંનીથી કલેજું ચીરી નાંખવાની તેણે જે નેહેસ્ત ચાલ ચલાવી છે, તે કરતાં તેણીનું કોઇ કાટેલ કટારીથી ને કલેજું ચીરી નાંખતે તો તે તેનું કરમ ઓછું નેહેસ્ત, ઓછું કરપીણ, ઓછું કપાત્ર, ઓ પસ્ચીત, ઓછું પાટકી કહેવાતે !

## પ્રકરણ ૨૫ મું.

બીજી સહવારે તે બેચેન, ઉદાસ, દુઃખી જાગ્યો !

તેને આખી રાત મુતલગ ઉંઘજ આવી ન હતી. એકજ ખાટલાં કેવળ તેની મોહબતવંતી માવતર સાથ રહેવાનું છતાં તેને પોતાને વેરીની સાથે એક જીવતી ઠગાઇની અદાથી વર્તવું થાય એ શું એવા એક લાયક જવાનને માટે થોડું દુઃખ ભરેલું હતું ? અને તોબી તે તેને કહીજ કઈ રીસએ શકે કે મેરીને તો તે પરણેલો હતો ?

તે એ જીકરના ખ્યાલો કરતાં મગજથી ગોયા બેમગજ બની ગયો ! પોતાનાં લગ્નની વાત જાહેર કીધાથી તેની માતા તેને ઠપકો આપશે એમ તો હતુંજ નહીં, પણ એવી એક હેતાલુ, મમતાલુ, મોહબતવંતી માતાને તે સુખન કેવો કારી, કેવો ઉંડો જખમ થઈ પડે તે ફીકરથી તે વાત છુપાવીને તે મુંજાતો ને દુઃખી થતો હતો !

ઘરમાં પહરોણાં હોવાની વાત તો તે તદન વિસરી બી ગયો હતો ! તેને પોતાનેજ લગતું એટલું બધું યાદ કરવાનું, યાદ રાખવાનું ને દુઃખી થવાનું હતું કે ઘરમાં મોટે ઘેરનાં પહરોણાંઓ આવેલાં હોવાની ગઇ રાતે તેની માતાએ તેને જે ખબર આપી હતી તે એ જવાંન એ બીજી સહવારે તદન ભુલી ગયો. એટલા માટે જ્યારે તે નાસ્તા માટે નીચે ઉતર્યો, ને ત્યાં ટેબલ આગલ એક સારા દેખાવની દબદબાભરેલી બાનુને તેણે તેની મા સાથે વાતમાં રોકાયલી બેઠેલી જોઇ, ત્યારેજ તેને તે પહરોણાંની વાત યાદ પાછી તાજી થતાં તે લગાર ખુશી થયલો જણાયો.

'આય તમારો દીકરો કે, આલાં ?" તે બાંનુંએ કાવસને જોતાંજ આલાંમાયને સવાલ કર્યો, અને તેવણે હરખીત આનંદ અને ભારે મગરૂરી સાથે પોતાના તે સોહામણા સપુતની તે બાંનું સાથે એ સવાલના પાધરા જવાબમાં ઓલખ કરાવી.

તે કોઇ કેલવાયલી—આલાંમાયના જેવાજ સુધરેલા આચાર વિચારની અને ઘણા સુઘડ ટેસ્ટની ઉમરાવ બાંનું હતી, ને એવી તે બે લાયક અબલાઓ સાથની વાતચીતમાં કાવસ પોતાનું અરધુંઅરધ દુઃખ ભુલી ગયો. એ દરમ્યાનમાં તેને એક નોકરે આવીને ખબર કરી કે હેનરી નામનો કોઇ ટીવો તેને તાબેદારીથી મલવા બોટી હતો માટે કાવસ ઉઠીને બાહેર ગયો.

તે પેલો લૉર્ડ સ્ટેનલીનો લુચ્ચો નોકર હતો, કે જેણે ખરાં દીલની જાનફેસાંનીથી આ કાવસની હાલની ધણ્યાંણી મેરીને પોતાનો પ્યાર એકવાર

સપુરદ કરવા માગ્યો હતો, ને જે પ્યારને મેરીએ કાવસ જેવા એક મોભાદાર શ્રીમંતના પ્યારની કુમક ઉપર તુચ્છકાર ને તીરસ્કાર સાથ ઠોકડ મારી હતી. અલબત કાવસ કાંઈ એ પ્યારની વાત, વાંચનારને ખબર છે તેમ, મુતલગ જાંણતો ન હતો, જેથી તે હેનરીને ઓલખતો બી ન હતો, ને તેથી તેણે તો એક પારકા તરીકેજ તેની પેહેલવેહેલી મુલાકાત લીધી.

તે પોતાના શેઠ લૉર્ડ સ્ટેનલી તરફથી એક ચીઠી લઇને કાવસની એ મુલાકાતે ખાશ આવ્યો હતો. વાંચનાર યાદ કરશે કે લોર્ડ સ્ટેનલી સ્પેન ગયો ત્યારે નાચારીનો માર્યો આ નોકર તેની સાથે સ્પેન ગયો હતો, પણ ત્યાં તેની તબ્યત મેરીને લગતા ઝુરાપાને સબબે યા તો ખરેખર સારી રહી શકી નહીં, કાં તો તે સારી નહીંજ રહેવાનાં તેણે ચરત ચલાવ્યાં, જેથી ભોલા લોર્ડ સ્ટેનલીએ પોતાની ખીદમતમાં એક બીજોજ હજુરયો રાખી લીધો. ને આ 'ગરીબ માણસ' વગર નોકરીએ રવડી નહીં પડે તેવા ભલા ને દયાલુ વીચારથી તેણે તેની કાકલુદી કબુલ રાખી, પોતાના દોસ્ત કરોડપતી કાવસ ઉપર તેને એક ખાસ ભલાંમણ પત્ર આપ્યું કે 'જો તને એવા એક ખાસ નોકરની ખપતી હોય તો આ આદમીને મારે ખાતર તું જરૂર રાખજે.'

એ રીતે કાવસની નોકરીમાં થબી જવાનો લુચ્ચા હેનરીને આબાદ પ્રસંગ થયો, જેથી તે જાબજા ખુશી થયો. મેરી સાથની તેની સૌથી માનીતી ઉમેદવારીમાં તેને નડનાર શત્રુ તરીકે તે એ પારસીને લેખતો હતો, માટે તેનાં પાસાંમાં ને તેના વિશ્વાસમાં રહી સઘળું માજનું ધીરજથી તપાસવા ને એ કાવસ ઉપર કપટી નજરની છુપી દેખરેખ રાખવા તે અતી ઘણો તલપી રહ્યો હતો, કે જે તેની મુરાદમાં ઉપર વર્ણવેલા સંજોગોએ તેને આબાદ રવેસે સઘલી નહીં ધારેલી યારી મેલવી આપી!

તે સ્પેનથી આવ્યો તેવો પાધરો મેરીનાં ઝુંપડાંમાં મેરીની તલ્લાસ કરવા ગયો હતો, કે જ્યાંથી તો તેને કહેવામાં આવ્યું કે તે બાહેર નોકરીએ ગઇ હતી; પણ આ વાત તેણે મુતલગ માંની નહીં. તેને જરાબી વેહેમ રહ્યો નહીં કે કોઇ ઠાગાથી પેલો પારસી તેણીને કેંહ દુર દેશાવર ઉપાડી ગયો હતો, માટે આકાશી હુરીની કીસમની અજબ ખુબસુરતી ધરાવનારી તે આ ધરતીની પરી હાલ કયાં ગૂમ થઇ હતી, તેની ભાળ મેલવવાનો સર્વથી સહેલ રસ્તો (માંગી તાંગીને લોર્ડ સ્ટેન્લી પાસથી તે જે સર્ટીફીકેટ લાવ્યો હતો તેની રાહે) ખુદ-બખુદ કાવસનીજ નોકરીમાં થબીને હર પડી જવાનો એ લુચ્ચાએ લાગ જોયો!

## પ્રકરણ ૨૬ મું.

એ તેની ધારેલી યોજનાઓ એ મુજબ સઘલી સફલ પાર ઉતરી. લોર્ડ સ્ટેનલીના ઉપકારો કાવસ પર હતા માટે હવે તેનો સુખન પાછો ફેરવી તેની ચીઠીને અપમાન થવા દેવા તે જવાનને ગમ્યું નહીં; ને જો કે ખરી રીતે તો હેનરીનો દેખાવ ને અંદાજ કાવસને નહીં ગમ્યાં, અને વલી તેને એવા એક ખાસ હજુરયાની મુતલબ ખપતી વટીક ન હતી, તોબી લોર્ડ સ્ટેનલી જેવા એક મહેરબાન દોસ્ત ઉપર ઉપકાર કરવા તેણે અગતના એકાદ બે સવાલ નામને ખાતર પૂછી લઇને પોતાના એ હમનબર્દ હેનરીને ખરાબીના કશાબી સ્વપ્ના કે શક વિના તુરત પોતાની નોકરીમાં રાખ્યો!

તે તેના કામ ઉપર, કાવસે જોયું કે, જોઇએ તે કરતાં કાંઇક વધારે ચુસ્ત અને ઉલટમંદ હતો. તેણે કાવસના પોષાકો બધા કબાટોમાંથી ખાલી કીધા, રાઇટીંગ ડેસ્કો ઉંધી વાલી, ને બધું નવેસરથી નવી રવેસે પણ વધતી સંભાલ ને જયાદા સફાઇથી તેણે ગોઠવ્યું. શું આમાં તેની કાંઈ ખાસ મતલબ હતી? હા...તેને એ મસે મેરીનું ઠર ઠેકાણું કે કાંઇ ભાલ મેલવવી હતી, પણ તે કીસમની તો એક કાગલની કાપલીબી નહીં મલી, જેથી ભવીશની ઉમેદોની કુમકપર તુરતવેલા તો તે બીચારો નાઉમેદ થયો!

પણ તેની બધી હીલચાલો પર ગંભીરાઇથી ધ્યાન આપવા જેવું કાવસનું પોતાનું મગજ ઠેકાણે કયાં હતું? મેરીનો ત્રાસ તેને હાંબી-હજીબી જેમને તેમ સંતાપતો હતો! રખે તે અધીરી પડી હાં વગર બોલાવેલી ધસડાઈ આવે તે ખ્યાલથી તે બીચારો બીહી ધ્રુજી રહ્યો હતો! તેને એક પલનો કરાર કે એક ક્ષણની શાંતી ન હતી!

એ રીતે તેજ બપોરે પોતાના ઓરડામાંથી ખાધેલો કરડેલો જેવો તે ઉદાસ બાહેર નીકલ્યો, ને પોતાના બંગલાને ફરતી મોટી ગેલેરીની પશ્ચિમેની ઠંડક સોધતો તે ધીમે કદમે તે તરફ ચાલ્યો; પણ એક સાંકડાં ખુણાંમાંથી વલાણ લેતાં તે બોરદુએ તેણે એક અબલાને ઉભેલી જોઇ, કે જેણે કાવસનાં પગલાં સાંભલી ચમકીને પાછી ફરી જોયું. તે કુંવરમાયની બ્યુટીફુલ ભત્રીજી ગુલાં હતી.

તે એક દીલજીત ખુબસુરતી હતી. સફાઈથી બાધેલા તેના કાલા ભમર જેવા ચકચકતા બાલના ઉઠાવદાર અંબોરા સાથનો તે તાજા ગુલાબ જેવો લાલ ઝલકાતવાલો ચહેરો જોઇ કાવસની અક્કલ એકાદ પલ હેરત રહી!

તે એક અદબવાલી મીઠી અદાની, મરોડદાર ચાલની, શોબવંતી, પતલી ને ઉંચા અબલા હતી, કે જે સઘલું તેણીની તે અકસર ખુબસુરતીમાં ખાસ ઉમેરો કરનારૂં હતું. કાવસને જોઇ તે સેહજ ડોકું નમાવી મીઠાસથી હસી.

"તમે મી. કાલી પોતે છેઓ?" તેણીએ મીઠા અવાજે કહ્યું. "મેં અહીંની પીકચર ગેલરીમાં તમારી મોટી સબી જોઇ લીધીછ, જેથી મેં તમોને આગલ જો કે કબી જોયા નથી, તોબી હું તમોને તરત ઓળખી શકુંછ."

"ને તમે કુંવરમાયનાં ભત્રીજી મીસ ગુલાં છેઓ?" કાવસે કાંઇક લાગણીઓ સાથ વલતો સવાલ કીધો.

"જી હા, હુંજ ગુલાં, ને વલી ઘણી નસીબવાલી ગુલાં કહેવાઉં!" તેણીએ ખુશ મીજાજે ખડખડ હસી પડીને કહ્યું, કેમજે તમારા આય મેહેલની કીમતી પરોણાગત ચાખવાનો મને મારાં માસીજી સાથે જોગ મલ્યો છે, અને આય સામેના વીશાલ બાગમાં થઇને આય તરફ આવતી પશ્ચીમની ઠંડી હવાની લેહેર કરતી ત્યાં ખુશાલ ઉભેલી તમે મને પકડી કાહડી!"

કાવસે આ લાયકીવાલો પણ રમુજમાં રજુ કરેલો લાયક જવાબ સાંભલી એક છુપી પણ સરદ હાય મારી! આ સુંદરતાની મેરી સાથે તેણે તેજ પળે મનમાં ને મનમાં સરખામણી કરી, ને બેહેસ્ત દોજખ જેવો ઉંડો તફાવત એ એકજ પલમાં તેણે જોઇ લીધો!

મેરી સાથ તે જન્મની એક જુસરીમાં જોડાયો હતો, કે જેમાંથી મોત સિવાય તેનો હવે છુટક ન હતો ને મેરીને આવી એક સુધરેલી સોસાયટીમાં લાવવા ને સામીલ કરવાની નામોશી કરતાં તો, તેણે ખરાં દીલથી વમાસ્યું કે, મોતનો આશીરવાદ તેને માટે લાખો વાર વધારે આવકારદાયક થઇ પડે તેમ હતું!

પણ અલબત પવન વેગે ને વીજલીની ઝડપે તેનાં મનમાંથી પસાર થતા એ અણગમા ખ્યાલો સાથે ખુબસુરત ગુલાંએ કાંઇ તેને લાંબો વખત સુધી એકલો પડવા દીધો નહીં તેનાં મનમાં એવા કશાબી નાપસંદ ખ્યાલો અમલ ચલાવતા હોય એવી કશીબી ભ્રાંતી વગર તેણે તેને તરતજ ખુશમીજાજી વાતમાં ઉતારયો "તમારો 'નાદર કેશલ' મને તો કંઇ ઘણોજ ગમેછ "કાવસશાહ" તેણીએ તે પછી કહયું. મને તો એ આખો ફરીને જોવા ગમેછ."

"ને તે હું ઘણીજ ખુશીથી તમોને બતાવશ," કાવસે કહ્યું. "કેટલાક

ખાનગી રૂમ્સ' જે પાછલી બાજુમાં છે તે તો સદાના પડત ને બંધ છે, પણ તેબી આપણે ઉઘડાવશું ને જોઇ લેશું."

એ દરમ્યાન વલી તે અગાસીમાં કોઇનાં પગલાં વાગ્યાં, ને તેઓએ નજર ફેરવી જોયું તો ખુશીમાં હસતી આલાંમાય તેમની ઓરડુમાં આવી ઉભી હતી. તેમને (તે બેઉને) ભેગાં જોઇ તે મલકાઇને હસતી હતી, કેમજે ઉપર કહ્યું તેમ તેઓ સદાનાં એક થાય એજ એ વ્હાલી માતાની અત્યંત વ્હાલી પણ એક છુપી ને માનીતી ઉમેદ હતી, ને તેઓને તેથી વાતચીતમાં એમ એકઠાં મળેલાં જોઈ તે ઉમેદ જરૂર પરીપુર્ણ થવાની તે માતાને કાંઈક જાણે ખાત્રી મલી ગઈ હતી !

---

## પ્રકરણ ૨૭ મું.

"આય તારાં ટપાલમાં કાગલ આવ્યાછ, કાલી" તેણીએ કાગલોનો એક ઢગલો તેને પાસ કરતાં કહ્યું.

તેમાં બે મેરીનાં કાગલ હતાં, ને તે પર 'કોમો' નો 'પોસ્ટમારક' હતો, કે જે એક ઝપાટે જોઈ વલતાં કાવસનું મોંહ ફીકકું પડી ગયું. ને નારાજીની અદાથી તે કાગલો દુચા વાલી ગજવામાં ખોસી દેતાં તેણે કહ્યું, એ દમ વગરના કાગલો હશે. હું એ પછી વાંચશ."

પણ તેની માતાએ કે મીસ ગુલાંએ એ તેની હીલચાલ જોઇ નહી કે બોલવું સાંભળ્યું નહીં. બાહેર બાગમાંનો ખુશનુમા દેખાવ નીરખતાં તે બેઉનું કશુંજ ધ્યાન એ વખત ખેંચાયું નહીં.

"એ ફુવારાનાં પાણી ઘણાંજ ઉંડાં દોડે છે," ગુલાંના કાંઇક સવાલના જવાબમાં આલામાયે કહ્યું, "અને અમે સદા અમારા બાગની ખુબસુરતી તરીકે એ ફુવારાને લેખ્યે છીએ."

"બાગની ખુબસુરતી ? હંબગ !" કાવસે ખીજવાઇને કહ્યું. "એ ફુંવારો તો ઉલટો આપણા બાગની એક એબ છે !"

આ તે ખરાં દીલથી બોલ્યો નહીં. તે ઉંડા વહેતાં પાણીનો ફુવારો તે બાગની એક ખુબસુરતી હતી કે બદસુરતી તેનો તેને પોતાને આજવેર કદી કશો વિચાર વટીક થયો ન હતો, પણ આ તો બન્યું એમ કે મેરીનાં આવેલાં કાગલોથી તે ખીજવાયલો હતો, તેજ દરમ્યાનમાં તેની માતાએ તે ફુવારાની તારીફ કરી, ને તેવામાં વચ્ચે કાંઇબી બોલવુંજ જોઇએ

એ જરૂરનું જોઇ તેને તેના ખીજવાતે જે મનમાં આવ્યું તે તેણે વગર વીચારે ભટ દઇને ગુસ્સામાં બોલી લીધું.

એ સાંભલી આલાંમાયને ગુલાં અજાયબી વચ્ચે તેના તરફ એકાદ પલ ડઘાઇને ટીકવા પડયો! આલાંમાયને એ દીકરો કેટલો વ્હાલો હતો તે આપણે જાણ્યે છીએ, માટે એ બીચારી દુઃખી થઇ ગઈ કે તેના વ્હાલા દીકરાને એ અણગમતો ફુવારો તે બાગમાં આજતક એમ કેઠો રહી જવા પાંમ્યો હતો! તે તેને અણગમતો હતો એ તે મમતાલુ માને આજવેર ખબર ન હતી, વાસ્તે તેને તે એટલે બધો અણગમતો હતો એમ ખબર ને ખાત્રી થતાંજ તેણીએ જલદીજ, તે તેનાથી હરૂસે પુરાવી નાંખી તેને અજબ ને ખુશ કરી નાંખવાનો ત્યાં ને ત્યાં મનમાં નક્કી કસ્દ કરયો! ભોલી માતા! તુંને શું ખબર હોય કે તારા દીકરા માટેના તારા હદ બાહેર પ્યારનાં પરીણામમાં તમામ નીરદોશતા વચ્ચે લીધેલું એ નીરદોશ પગલું તારા દીકરા પર કેવી ગજબનાક આફત લાવી નાંખનાર છે?

ગુલાં તેમજ કાવસની માતા, તે ફુવારાના સંબંધમાં તે અચણુચ એટલો બધો તપી આવ્યો તે માટે મનમાં ને મનમાં અતી ઘણાં અજબ થયાં. તે એક સાધારણ વાત હતી, ને તેમાં તે એટલો બધો ખીજવાયો શાનો? એ સવાલ તે બંને બાનુંઓનાં મનમાં ઉભો થયો. વલી ગુલાંએ જોયું કે કાવસ તે ખુબસુરત ફુવારાને બાગની એક એબ ઠરાવવામાં સરયામ ભુલ કરતો હતો, કેમકે આસપાસનાં પાતરાંઓની વચ્ચેવચ્ચેથી સુર્યનો પ્રકાશ તે પાણીમાં ઉતરી તેને ઠેકાણે ઠેકાણે એવું જલેહદાર બનાવતો હતો કે તે ફુવારો તો ઓર તે બાગની ખરેખર અકસર ખુબસુરતી થઇ પડતી હતી!

બીજા હાથપર કાવસે પોતે તેજ પલે જોઈ લીધું કે મેરીનાં કાગલે તેને ઉપજાવેલા ખીજવાતના ખારમાં તે એ ફુવારાના બાબમાં તપી આવીને જે કાંઇજ નહીં પણ ગંભીર ધામટ કરયું, ને પોતાની એ મુરખાઇ માટે તેથી તે ઘણો લજવાયો અને પસ્તાયો. એમ છતાં તે ફુવારો (કે જે તે પોતેબી જોઇ શકયો કે ખરેખર તેના બાગની એક શોભા હતી) તે ભાંગી તોડીને ફક્ત રાજી રાખવાની મતલબથી પુરાવી નાખવાનું છુપી રીતે કામ ચલાવાનું તેની હેતાલું માતાએ જે મનમાં નક્કી કરી લીધું તેનો તેને પોતાને કશો વેહેમ થયો નહીં, માટે એ તકરાર હવે તેણે લંબાવી નહીં, ને પોતે મિજાજ ખોહી દેવાની તે નામોશી ભુલવા ને આસપાસનાંઓને ભુલાવા

નાંખવા તેણે હસ્તે એહરે કહ્યું, "મમા મીસ ગુલાં આપણે આખો બંગલો જોવા આતુર કરેછ તે આપણે બતાવશું ?"

"ઘણીજ ખુશીથી," માતાએ કહ્યું,—ને સૌ ઉપરથી તે સઘળાં તે ફુવારાની ખટપટ વિસરી જઈ તે બંગલો તપાસતાં ને ખુશ મિજાજે તરેહ-વાર તોસટપ્પા કરતાં આગલ વધ્યાં તેઓએ બધા ઓરડા જોયા, ને ગુલાંના મનમાં એ દરમ્યાન કાવસની ચાલાકી વિચારો વીગેરે માટે મોટુ માન પેદા થયું. બીજા હાથપર ગુલાંથી કાવસમી એજ મુજબ દરેક વાતમાં તમામ સંતોષ પામતો દેખાયો ને તે જોઇ આલામાયનું દીલ બાગ બાગ થયું।

---

## પ્રકરણ—૨૮ મું.

તેઓની કંપનીમાં કાવસ પોતાનું અરધું દુઃખ ભુલી ગયો. તેઓએ ફરીને બધા ઓરડા ને દીવાનખાનાં તપાસ્યાં ને પછી પુર્વ તરફ જે 'ખાનગી રૂમ્સ' બંધ હાલતમાં વરસોથી પડત પડી રેહેલા હતા તે ઉઘડાવવામાં આવ્યા. તે માંહેલા એક ઓરડામાં અસલી કારીગીરીની એક પુરાણી પણ કીંમતી અને ગંજાવર કબાટ પડેલી હતી, કે જે કાવસના મોટા વડવાઓના વખતની હતી. તે તેણે ઉઘાડી, ને તેમાં જે પુરાણી રસમના અસલી સુરતના દાગીના હતા તે તેણે ગુલાંને બતાવા માંડયા, તેમાં એક નાના કેસમાં એક માણેકની સાધારણ દેખાવની વીંટી હતી, "એમાં એવું તે કરામતી શું છે કે આય વીંટીને એમ અહીં છેક છઠે ખુણે પડત નાંખી મુકવામાં આવી છે?" ગુલાંએ કાંઇક અજાયબી વચ્ચે હસીને સવાલ કરયો.

"**એ વીંટીમાં ઝેર છે**" કાવસે સમજાવ્યું "એ વીંટી બસો વર-સથી આય જગ્યાએ પડેલી છે, ને જોકે દેખીતી રીતે એ સાધારણ માંણેકની એક વીંટી જેવી તદન સાદા દેખાવની છે, તોબી આ ચાંપ દબાવાથી એ ઉઘડે છે, ને ત્યારે તેની નીચેનાં બેઠકમાં આય તમે જોશો કે કાંઇ ઘણુંજ કાતેલ ઝેર છે."

"એ ચાંપ કેમ દાબવાની છે?" ગુલાંએ આ ભયંકર વીંટીને દુર-થીજ આંગલી બતાવતાં લગભગ કમકમીને પુછયું.

"તે તો હુંબી નથી જાણુતો," કાવસે કહ્યું. "મેં એ બધી અમારા વડવાઓની નોંધો વાંચીને આ ઓરડાની તપાસ લીધી હતી તેને તો ઘણું થયું, પણ અલબત તે ચાંપ આટલાંમાંજ કેઠે હોવી જોઇએ."

"મુકી દે દીકરા, એ નાપાક વીંટી," આલામાયે ખરા દીલથી કમકમીને કહ્યું. "એનું આપણને કામ શું છે? તારા બાપેબી એ વીંટીની મારા પાસે એક વખત વાત કીધીતી એમ મને યાદ આવેછ, પણ એ વાતમાં મને કદી ગમત પડી નથી."

ડાહી ગુલાંએબી એ મતને ટેકો આપ્યો, ને તેથી હવે કાવસે તે વીંટી તેના કેસમાં સંભાલથી મુકી દઇ પાછી કબાટમાંની તેની અસલ જગ્યાને સપુરદ કરી, ને પછી તેઓ તે ઓરડો બંધ કરાવી બીજા ઓરડાઓ માંહેલી નવાઇઓ જોતાં, ને ખુશ મિજાજથી તરેહવાર વાતચીતો કરતાં તે આખો 'કેસલ' ફરીને પાછાં અસલ ઠેકાણે આવ્યાં.

*　　*　　*　　*

ચાર અઠવાડયાં ગબડી ગયાં.

એ ચાર અઠવાડયાં દરમ્યાંન કાવસે જોઇ લીધું કે ગુલાં તેના હાથને, તેના ખાનદાનને, દરજ્જાને, અને પૈસાને વટીક દરેકે દરેક રવેસે જેબ દે એવી એક મોહરદાર થઇ પડતે! વલી સઘલી દેખીતી રીતે તે લાયક નાઝનીન એ ઉમરાવ જવાનને છુપી ચાહતાં શીખી હતી, અને જોકે ભોળા કાવસનાં મનમાં એ નીરદોશ છોકરીને કોઇબી રીતે દગો કરવાની કશી બી મતલબ ન હોવાના સબબે તે તેના સાથે છુટથી બોલાતો હતો, તોપણ તેથી એટલું તો થયું કે નાનાથી મોટા સુધી તે 'કેસલ' માં સઘલાં હવે એ જોડું જલદીજ પરણીને એક થશે એમ માનવા લાગ્યું! પેલો હેનરી નોકર વટીક એ મામલો જોઈ દગાયો, કેમકે તેણે ધારયુ કે કાવસ જો મેરીનેજ ચાહતો હોત તો તે હયાં એમ ઠડાને રેહેત નહી, ને વલી ગુલાં સાથે પ્યારમાં પડતે નહીં!

અને હવે તેની માતાના હર્ષનું પુછવું શું? જે અનુમાન ઉપર બધાં આવ્યાં હતાં તેજ અનુમાન ઉપર તે પોતે નહીં આવે એ શું બનવા જોગ હતું? તેણે તેની મુરાદ બર આવવાની હવે દરેક વકી જોઈ. અને કાવસની કાઉનસીલની ઉમેદવારી નાબફળ નીવડી, તોબી તે વિશે બી તે જરાએ દલગીર થઇ નહીં. એ ઉમેદવારીને મસે કરોકટ વખતે તેનું ઇટલીથી અતરે આવવું થયું, ને ગુલાં સાથની આ મુલાકાતનો જોગ થયો એજ તેણીને મનથી તો ઘણું હતું.

એવામાં ઇંગલીસ ન્યુસપેપરવાલાએ વલી અભાડો બાલ્યો! કાવસ ને ગુલાં વચ્ચેનું કારજ લગભગ પાકડું થવાની વાત એક કાંનથી બીજે કાંન

સરાહગત સાથે ફેલાવો પામતાં તે તેને કાને ગઇ, ત્યારે તેણે " મોટે ખાચરે ગોઠવાયલા લગન " નાં ગથાલાં હેથલ પેહેલો ને વેહેલો થવા એ " ખુશ ખબર " મોટી ઉકમાઇથી ભટ દઇને છાપી કાઢી ! આથી ઘણાંક ખુશી થયાં ત્યારે તે કેહેવાતા વરરાજા કાવસે તો ગુસ્સાથી હોઠ પીસ્યા. તેણે જોયું કે આ ખબર જો મેરીનાં વાંચવામાં આવે તો બધું કાંટાનું કટેસર વલી જાય, ને તે ઉડી પડીને અતરે ખુલાસો માંગવા તેને સોધતી આવ્યા વિના રેહેજ નહીં ! સધ્યારો માત્ર એટલોજ માંની લેવાનો હતો કે તે છેક ઇટલીમાં હતી, કે જ્યાં તેને આ પેપર મલે ને વલી પેપર વાંચવાની તે કદી કાલજી કરે એ બધુ બનવાજોગ હતું નહીં.

બીજા હાથપર કુવરમાય અને આલાંમાય એ વર્તમાન પત્રમાં છપાયલા સમાચાર વાંચી ખુશ થયાં. તેઓને બી ગુલાં ને કાવસની હીલચાલ ઉપરથી એ વાત ઘણી સાચ્ચી ને સંભવીક લાગી, ને તેથી તે બેઉ સહીમીતીએ અરસપરસ મુબારકબાદી આપ લે કરી !

" તારી ભત્રીજીને મારી વહુ બનાવાની મારી મોટામાં મોટી ઉમેદ છે, " આલાંમાયે હરખથી લગભગ રડી દેઇને કહ્યું, " ને ખોદા તે મારી મુરાદ હવે જરૂર બર લાવશે. "

" એ બેઉ એક મેકને વાસ્તેજ સરજાયલાં જણાય છે," કુંવરબાઇએ અનુમાન ને ઉમેદને ટેકો આપ્યો, "ને એઓ હવે જલદીજ પરણીને ઘણી ઘણીયાંણી થાય એટલુંજ મારેબી ચાહવાનું છે."

અને એ રીતે બચારા કાવશને ઇટલીથી ઘર પાછું ફરવાનું ઘણું ગરમ પડી ગયું ! લોકો આમ ભરમમાં કુટાએ તે તેને પોતાને મુતલગ ગમતું ન હતું; તે તદન આબરૂદાર હેતુઓનો એક પ્રમાણીક જવાન હતો; માટે ખરેખર તો જો કે નામાંકીત ગુલાંની તેને પણ ઘણી લાયક મોહીની લાગી ગઈ હતી, તોબી તેને હવે ત્યાં થોબવાનું ઘણુંજ ગેરકાયદે લાગ્યું. એટલા માટે તે હવે ત્યાંથી ઇટલી ખાતે પોલ થઇ જવા માટે કાંઇક બાહણું શોધતો બેટી હતો, ને તે દરમ્યાંનમાં તે પોતાની આ અફસોસકારક હાલત માટે ઘણો દુઃખી, ગમખાર અને ખીજવાયલો રહયો.

## પ્રકરણ ૨૯ મું.

એવામાં તેની સ્યાલગરેહનો શુભ દીવસ નજીક આવ્યો, અને તેની મમતાળુ માવતરે તે દીવસે મોટી ધામધુમથી એક પાર્ટી આપવાની પોતાની મરજી જણાવી, અને જો કે કાવસને મનથી સારી દુન્યા કડવી ઝેર જેવી હતી, તોબી તે પોતાની માતાની આ માનીતી મુરાદ કીયાં કારણથી ગેર-વાજબી ઠરાવી ના પાડે ?

તેણે, એટલા માટે તેણીને ગમે તેને ગમે તેમ કરવા રજા આપી, જેથી મોટા પાયા ઉપર તે પારટીનાં મોટે ખાંચરે તેડાં નોત્રાં થયાં, ને તે ખુશ-બખ્તીની રાત્રે દીપકમાલાના ઝગઝગાતથી તે મોટું અયવાંન ઝલઝલી ને હલમલી રહ્યું !

પણ કાવસના જીવને એક ક્ષણનીબી શાંતી ન હતી. તેજ સહવારે તેને તેની મેરી તરફથી એક કાગળ મલ્યું હતું, જેણે તેને તે હતો તેમાં પુરો ધુખરાવી ને જખમાવી મેલ્યો હતો. એ કાગલ બી કમનસીબે તેને તેની માતાએજ લાવી આપ્યો હતો, અને વલી (ખરી ખરાબીની કશીબી માહીતી વિના) તે કવર ઉપરના મેરીના વાંકાચુકા અને બેડોલ દસ્કત ઉપર તેણીએ બોલાઇમાં હસીને ટીકા પણ કરી હતી ! એ કાગલમાં શું લખાઇ આવ્યું હતું ?

રાત્રે "પારટીના હોલમાં જવા ડ્રેસ કરવા તે જવાન કરોડપતિ પોતાના ખાનગી ઓરડાનાં એકાંતમાં ઉભો હતો, પણ ત્યારેબી તેનું મન તેનાં મનમાં–તેના કાબુમાં ન હતું તે દુઃખથી વીંધાઇને ઓય રંડી દીએ એવો તેનો ગમખાર ને દયામણો હાલ હતો !

"સાહેબનાં સ્લીવમા કીઆં બટન નાંખશ ?" તેનું 'શર્ટ' તૈયાર કરતાં તેના ખાસ હજુરયા હેનરીએ પુછ્યું.

"હીરાનાં." કાવસે ટુંકમાં કહ્યું, ને હેન્રીએ ઝલઝલ થતાં બે કીંમતી હીરાના બટન સાથે તે 'શર્ટ' તૈયાર કરી તેને પેહેરાવ્યું.

એ બધો વખત તે તેટલોજ ઉદાસ હતો. હવે એ ઉદાશી દરમ્યાંન તેણે એક કાગલ કાઢયું, ભવાંપર ભવાં ચઢાવી દીવા આગલ એકાંગ્ર ચીતે ફરીથી વાંચ્યું, અને પછી ખીજવાતની દરેક અદા સાથે તે કાગલ દીવા ઉપર ધરી બાલીને તેણે ખાખ રાખ કરી મેલ્યું !

હા પેલો અદેખો હેન્રી પેસ્ટાંઉ ! અદેખાઇથી જલતાં જીગરે પોતાના

શેઠની આ હીલચાલ તે તપાસ્તો બાજુમાં કામને મસે ખામોશ ઉભો હતો, ને તે કાગલ જે બલતી બતીને સપુરદ કરવામાં આવ્યું તેમાં શું હતું તે વાંચવાની કીંમતમાં તે પોતાનો જમનો હાથ વટીક કાપી આપવા ખુશી થતે!

તેને કાવસે જબરો માહાત કરયો હતો. તેનાં પેટમાં પાપ હતું તેની કાંઈ એ શેઠીયાને અલબત માહીતી ન હતી, પણ કાવસ મેરીનાં કાગલ પત્રો તેનાં કવર સુદ્ધાં એવી રીતે વાંચીને જલાવી મેલતો કે હેનરીના હાથમાં આજ સુધી કાપલી વટીક આવી શકી ન હતી, ને તેથી તે પોતે સદાનો જલતો રહયો હતો.

કાવસ અંતે બની ઠનીને નીચે ઉતરયો, ને ત્યાંની ધામધુમોમાં બાહેરથી હસતો પણ ભીતરે રડતો તુરત સામેલ થઇ ગયો, ત્યાંના ખુશબોદાર પુલો, ઝલઝલતી રોશણી, સેંકડો ખુબસુરતીમાં ખીલી રહેલા ખુશનુમા ચહેરા, દોસ્તોની મુબારકબાદીઓ કે નખરાંબાજ નાજનીનોના મધુર હલકનાં મીઠાં ગાનાની અસરોથી, અફસોસ કે તેનું મન તદન મોકલુંજ રહયું. તે કશાંમાં ખુશીથી ભાગ લેતો કે કોઇને ખુશીથી ભાગ આપતો જણાયો નહીં બે વાર ગુલાં સાથે તેને સેજસાજ વાત કરી હતી ને તેવામાં ઘડયાલમાં નવનો ઠોકો ઠોકાયો એટલે ચમકીને તે સાવધ થયો ને પછી બધાની નજર ચોરાવી તે ઉતાવલાં ઉસ્કેરાયલાં કદમે ઘરમાંથી બાહેર પડયો.

તે કયાં જશે?

તે પાધરો એલાર્ડ પીઅર સ્ટેશન પર ગયો, ને તે પછી થોડાક વખતે પોતાના 'કેસલ'ના પાછલા પશ્ચીમ ભણીના દરવાજામાંથી અંધારાં વચ્ચે થઇને તેને ઘર તરફ પાછો ફરતાં જણાયો; પણ તે જેમ ગયો ત્યારે એકલો હતો તેમ હાલ આવ્યો ત્યારે એકલો નહોતો તેની પુઠે પુઠ ઘસડાતી–બલકે દોડતી એક દેવાની જેવી કોઇ અબલા હતી અને તેઓ પેલા ફુવારા આગલ આવીને વલી પાછાં કાંઈ હોજાતોજીમાં થોભ્યાં હતાં.

## પ્રકરણ ૩૦ મું.

એ પછીના અરધા કલાક બાદ કાવસના ખાંનગી ઓરડામાંનો ઘંટ જોરથી વાગ્યો, ને હેનરી અજાયબ થતો તેના શેઠની નોકરીમાં દોડયો તે અજાયબ એટલા માટે થયો કે નીચલાં દીવાનખાંનાનો રંગરાગ છોડી તેનો શેઠ તેના ખાંનગી ઓરડામાં એકલો શું ધકેલા ખાતો હતો?

કાવસ તે ઓરડામાં બતીની હેઠે ઉભો હતો તે ધ્રુજતો હતો! તેને

ટાદનાં લખલખાં ચઢતાં જણાતાં હતાં ! તેનો ચેહરો ભમી ખાધો હોય–કોઇએ સોહરી લીધો હોય તેટલો બધો ઉદાસ ને ફીકકો હતો ! તેનો પોશાક ચુંથાયલો પીખાયલો હતો, અને જે સુઘડ શર્ટ તે બે કલાક આગમચ પેહેડી ઉતરયો હતો તે બોંયમાંથી ચીરાઇને ફાટી ગયું હતું તથા તે એક બોંયનાં પેલાં કીંમતી હીરાનાં ઝલઝલીત બટન પણ ગુમ થયાં હતાં ! એ શું ?

કપટી હેનરીએ આ દેખાવ ડોળા ફાડીને અજાયબીમાં જોયો !

"જલદી કર," કાવસે ધ્રુજતા અવાજે ને તમામ ખોખરા સાહદે કહયું. "હેરી જલદી કર ને મને એક બીજુ 'શર્ટ' બદલાવ. મને સ્ટેશન પર જરા જરૂરનું કામ હતું ત્યાં જતાં રસ્તામાં એક બદમાસે લુટયો ને મારયોજ મને ટાઢ ચઢેછ પેહેલાં મને એક બ્રાંન્ડીનો 'ડોઝ' આપ."

હેરીએ તેને એક 'ડોઝ' તૈયાર કરી આપવાને ઉતાવલ કરી કે જ્યારે વાંચનારને કહેવું પડવાનું નથી કે સ્ટેશન તરફ કામે જવા ને ત્યાં જતાં રસ્તામાં એક બદમાસ મવાલીની જે વાત તેના શેઠે તેને કહી સંભલાવી તેનો એક કાલો અક્ષરબી નોકરે ખરો માન્યો ન હતો. અવલ તો કાવસ તે કહેતાં એવો તોતરો બોબરો થયો હતો કે તેજ તે વાહીયાત વાત નહીં માનવાને તે કપટમાં આતુર બની રહેલા નોકરને એક વજુદદાર કારણ થઇ પડયું ! એમ છતાં તે હજી કાંઇ બોલ્યો નહીં, અને તેના શેઠને તેણે થયલા હુકમ મુજબ બ્રાન્ડીનો એક 'ડોઝ' તૈયાર કરી આપ્યો, ને તેનું ગલું સુકાઇને સુકાં પાતરાં જેવું થઇ ગયું હોય તેવીજ સઘલી અદાથી તે ગ્લાસ પોતાના ધ્રુજતા હાથમાં ઝુંટવી લઇને કાવસ એક ટાંસે ગોટી ગયો !

કાવસ નિચે પાર્ટીની મીજલસમાં જવાને અધીરો થયો હતો. તેને માટે ત્યાં કશી મોજ–કોઇબી પ્રકારની મજાહ તો હતીજ નહી. પણ વરરાજા વિનાની તે જાન કેવી થાય ? તે મકાનનો માલેક, તે પારટીનો આપનાર પોતેજ તે રંગરાગ ને માનપાનના મેલાવડામાં દેખાય નહીં તે કેમ ચાલે ? તે ઘડી ચપકો આઘો પાછો થયો હોત તો તેનો અફસોસ ન થતે, પણ નજદીક બે કલાક સુધીની તે મેલાવડા માહેલી તેની ચાલુ ગેરહાજરી જેમ ઘરનાં તેમજ બાહેરનાંઓનું અકસર ધ્યાન રોકે એ તમામ વાસ્તવીક હતું, જેથી નવેસરથી ડ્રેસ કરીને હવે જલદીથી નીચે ઉતરી જવા એ જવાન કાવસ અતી ઘણો ઉતાવલમાં પડયો હતો.

"સાહેબને એ લુટારા સાથ કેઈ તરફ ઝપાઝપી થઇ તે જો મને કહેશો

તો હું જઇને તમારાં હીરાનાં બટનની ત્યાં શોધ કરશ," કપટી નોકરે ભોળાઇ ને સાદાઇના દરેક દેખાવ સાથ તેને તૈયાર કરતાં આ ઠાવકો સવાલ રજુ કીધો ! "બટન કીંમતી હીરાનાં હોવાથી ખચ્ચીત ઘણાં મોઘાં હોવાં જોઇએ, ને તે એ ઝપાઝપીમાં તે તરફજ કેથે પડયાં હોશે, વાસ્તે જો સાહેબ—"

"બંધ કર," કાવસ આ તેના "પટપટારા" સાંમે પોતાના ગમખાર ગીરફતારી ભરયા વિચારોમાંથી ગુસ્સા સાથે ચમકી ઉઠયો. "મારે તેની સોધ કરાવવી નથી; ગીયાં તો જાહનમમાં ગીયાં"—અને હવે તે તૈયાર થઇ વગર ખોટી થવે પાધરો નીચે ઉતરી ગયો.

ત્યાર પછી ઘણીવાર સુધી તે ફાટેલાં 'શર્ટ'ની એક ચીરાઇ ગયલી 'સ્લીવ' ધ્યાંનથી તપાસતો મેરીનો તે આશક કીનાબાજ હેનરી ત્યાં ખોટી થયો. તે બાંય તદ્દન ફાટી ગયલી હતી ને બટનવાલો ભાગ કોઇએ ખેંચી લીધેલો હોવાથી નાબુદ વટીક થઇ ગયલો હતો.

"આ કોઈ લુટારાનું કામ છેજ નહીં," તે હવે પીસેલા દાંત ને બીડેલા હોઠ વચ્ચેથી પટપટયો. "જો લુટારાનું કામ હોતે તો એ એમ સંતાતો ભરાતો ને ધ્રુજતો ધપકતો ઘેર પાછો ફરતે નહીં ને વલી મનને જાણ્યા વગર પુછવે મને ખુલાસો કરવાનીબી અગત જોતે નહીં. આય વાતમાં તો જાંહ છે તાંહ કાંઇબી બીજોજ ગંભીર ભેદ છે, વાસ્તે **આય ફાટેલી બાંય મારે સંભાલથી સાચવી રાખવી જોઇએ**"—અને એમ કેહતાં તેણે તે કાપી કાઢી ઘડી વાલીને ગજવાંમાં મેલી, જે પછી તે ઓરડામાંની બત્તી સરેસ્તા પ્રમાણે પાછી ધીમી કરી તે કાંઇ બન્યુંજ ન હોય ને કાંઇ નવું જાંણુતોજ ન હોય તેમ પોતાનાં કામે કાજે લાગવા બાહેર સટકી ગયો.

પણ હજી એ પછી બીજી સહ્‌વારેબી તેણે કાંઇ કાવસને એ વાતમાં પીછો મુકયો નહીં. તે લાવી લાવીને તે ગુમાયલાં હીરાનાં બટનોનીજ વાત લાવતો !

"મને માફ કરજો સાહેબ," તેણે કહયું, "પણ હું હીરા થોડા ઘણા પારખી જાંણુછ માટે કહી શકુંછ કે આએ જોડી ખોરવાવા દેવી જોઇતી નથી. એ તમારાં ગુમાયલાં 'બટન' ખરેખર ઘણાં કીંમતી છે, વાસ્તે ફક્ત મને તે ઝપાઝપી થઇ તે જગ્યાની ઇધાણી આપશો તો હું તે તરફનાં ઘાસમાંથીબી તે બટન જરૂર સોધી કાઢી શકશ."

અને આ કીસમનો કંટાલો તે ખટપટયા નોકરે તેના ઉમરાવ શેઠને એટલી હદ સુધાનો આપ્યો, કે અંતે પોતાની તમામ ધીરજ ખોઈ દઇ

ઉરકેરાઇ રહેલા કાવસે ખાર અને ખીજવાતમાં તેને એક સખ્ત લપડાક લગાવી કાઢી ચુપ કીધો.

"હું કેહુંછ જે મને એ મારા ગુમાવેલા હીરાની દરકાર નથી, ત્યારે તું કમીનો શું કરવા એ ને એ વાતથી મને કાયર કરવાની હીંમત કરેછ?" તેણે કહયું,—અને લુચ્છા હેનરીની એ બધી હીલચાલો પરથી વધતી ને વધતીજ ખાત્રી થતી ચાલી કે રસ્તામાં લુટારો મલવાની તેણે કહેલી વાતનો હરેફ હરફ ખોટો ગલત અને બનાવતી હતો!

## પ્રકરણ-૩૧ મું.

તે સવારે તે નાસ્તા ઉપર ઘણો મોડો ઉતરયો, અને ત્યારે તેની માતા તેને જોતાં સાથે અજાયબી ને ગભરાતની એક લગભગ ચીસ સમેત ચમકી ઉઠી! તેનો દેખાવ તદન સોહરાયલો, સુકાયલો, ભખી ખાધેલોજ હતો! એ શું? શું એ તેજ આગલનો નીરદોશ, ભોલો, ભલો, તનદરોસ્ત, ખુબસુરત, અસીલ શેઠયો કાવસ હતો કે જેનો ચેહેરો હવે એટલો બધો ઉતરી ગયો હતો, આંખોમાં ખાડા પડી ગયા હતા, અને જે લોકો સામે આંખ સાથ આંખ વટીક મેલવવાની પણ દેખીતી રીતે હીંમત કરી શકતો ન હતો?

"મારા દીકરા, તુંને એ શું છે?" આલાંમાયે તેનો એવો હાલહવાલ હાલ જોતાંજ ચિંતાથી લગભગ રડી દઇને પુછયું.

"મમા, આજે મારી તબીયત ઘણી બગડીછ." કાવસે ખોખરે સાહદે કહયું. "મને ધ્રુજારી થઇછ. મારા હાથપગ ધ્રુજેછ. મને ઓખાર આવેછ."

"ઓ પણ ત્યારે મને ડાકટરને જલદી તેડવા દે" તેણીએ ઉરકેરાઇ આવી કાકલુદીથી માંગી લીધું.

"નહીં," કાવસે કહયું. "ડાકટરની દવા કરતાં મને 'ચેન્જ' થી વધુ ફાયદો થશે. હું હવા ફેરફાર કરવા બાહેર જવશ તો મને આરામ થશે."

"પણ તુંને એકલો કેમ મોકલાય?" તેણીએ જીદ કરી, "ચાલ હું તારી સાથે આઉ?"

"નહી, મમા, મને માફ કરો," તેણે માંગી લીધું. 'હું એકલો હોવશ તોજ શાંત રેહવશ, ને ત્યારેજ સાજો થવશ."

"તું એકલો બહારગામમાં ઘણું સુધી રહી આવ્યો, દીકરા, પણ તેથી તુંને કશો ફાયદો થયલો હું જોતી નથી?" તે માતાએ યાદ આપી.

"તે મારી નસીબની વાત છે. મમા," તેણે કહ્યું ને મેરીના સંબંધની તમામ દુ:ખી ગેઇશુઝરીઓની યાદ થતાં તે તેણીની ખાંધ ઉપર માથું નાંખી નાહીંમત બની રડી પડ્યો. "મને માફ કરજો, મમા," તેણે કહ્યું. 'તમોને સુખનું સાંધણુ થવાને બદલે હું કમબખ્ત અતીઘણું દુ:ખ ને ચીંતાનું કારણ થઇ પડયોછ. મેં તમોને ઘણું દુ:ખ કીધું, માયજી!" અંતે તે એક બચ્ચાંનીજ અદાથી હીંમત હારી ફેકિફેક રડયો!

આલાંમાય તે જોઇ દબાઇ ગઈ—દુ:ખથી હેબતી ગઇ. તેણે પોતાના એ શુરા સપુતને એવાં અકસર હીચકારાંપણાં વચ્ચે એમ બેઅખત્યાર રડતો કદી જોયો ન હતો. તેના બચપણના દીવસો વહી જવા કેડે વરસોના જમાના જેવા એક લાંબા અંતર ને અરસા પછી તે આજેજ એમ તેનાં ખભાપર માથું નાંખી પાછો રડયો! ત્યારે શું તે એટલો બધો બીમાર કે બીલ્કુલ ઘેલો હશે?

"મારા દીકરા," તેણીએ તેને પ્યારથી પેટમાં ચાંપી તેનું માથું પસ્વારતાં સબ્યારો આપી કહ્યું, "તું શું કરવા એમ બોલેછ ને નાહક મનથી દુ:ખી થાયછ? તેં મને કંઇજ દુ:ખ નથી દીધું,"—અને તે શેહીયેદ કાવસ એ સાંભળી એક સરદ હાય સાથે તે હેતવંતી માતાની ગોદમાંથી નીરાસ થયલો, નાઉમેદ બનેલો, જખમી જીગરે હટી ગયો!

પણ એજ વખતે બાજુમાંના એક પરદાની પછવાડેથી કોઇ સંતાયલું નાહસી જતું હોય તેવાં ઉતાવલાં પગલાંનો કાંઈક અવાજ આબાદ કાવસને કાંને આવ્યો, ને ત્યારે તે મા દીકરાની વાત એટલી પાક બેહયાઇથી ભરાઇને સાંભલવાની કોણ બેઅદબે હીંમત કરી તે જોવા કાવસ બાહેર ધસ્યો, પણ તે તરફ તો કોઈ હતું નહી! ત્યારે શું એ પગલાંનો ધપકારો તે શેહીયાનાં મનનો કાંઇ ધખારો માત્ર હશે? આલાંમાયે તો તેમજ માન્યું ને કહ્યું કેમ જે તેણીએ તે અવાજ સંભલાયોજ ન હતો, કે જ્યારે કાવસ તો હજી તમામ ખાત્રીપુર્વક હતો કે તેણે આબાદ કોઇને તે બાજુએથી એમ સટ્ટી જતાં સાંભલ્યો હતો ખરો!

"હું કેશમીર જવશ," એ વાત જલદીજ વીસરી જતાં કાવસે કહ્યું. "ત્યાંની હવા મને કદાચ માફક આવસે. હું ગુલાં કે કુવરબાયને મલ્યા વની આજેજ બાહરોબાહેર ઉપડી જવશ, માટે તે બાનુઓ પાસે મારા તરફથી મારે ખાતર તમે માફ માગી લેજો. મને તે લોકને મલવા ગમતું નથી. હું ફક્ત જરૂરનાં કામે ગયો છું એમજ તમે તે લોકને સમજાવજો. હું

અચાનક બેમાર થયો, ને તેથી હવાના ફેરફારને વાસ્તે ગયો છું એમ તે લોકને કહીને વગર અગતે ગભરાત ફેલાવવામાં સાર નથી."

"હા, પણ હું તુંને એકલો કેમ જવા દઉં?" આલાંમાયે હજી વાંધો કર્યો. "કોઇને નહીં તો તારા નોકર હેનરીને તો તારી સાથે લેઈ જા?"

"મુવો તે," કાવસે તેનાં નામની યાદથીજ છછની પડીને કહ્યું, "તે એક બકબકખોરો બદમાસ છે. મને તે ગમતો નથી. હું એકલોજ જવશ, ને ખુદા ચાહશે તો જલદીજ સાંજે સમો પાછો આવીશ."

"ખુદા તુંને મદદ કરે, મારા દીકરા" તે માતાએ તેની એકલોજ જવાંની એ હઠ જોઈ હવે સરેસ્તા પ્રમાણે પાછું મુકી છુટતાં નાચારીથી દુવા ચાહી લીધી;–અને તે પછી જ્યારે કાવસ તેના ઓરડામાં એકલો પડયો ત્યારે તે ટેબલ પર માંથુ નાંખી હજી રડતો હતો! "મારા ખુદા," તે મન સાથ બડબડતો હતો 'એ બધું શું થઇ ગયું? ઓ, એ દુ:ખી યાદ ભુલાવ નહીં તો તું દયાથી તારી દરઘેહ મને એકદમ બોલાવી લે, અથવા તો મને આય મગજથી બેમગજ કરી નાંખ!"

કમનસીબ કાવસ! બદનસીબ તેની ભોલી ભલી માતા!

રાત થવા આગમચ તો કાવસ પોતાની નક્કી કરેલી મુસાફરીએ "હવા ફેર કરવા" ઉપડી ગયો હતો, ને ઘરથી બસો માઇલને છેટે નીકલી ગયો હતો, પણ જે તનની અને મનની બેમારી તેને ઘરમાં કરડીને ખાઇ જતી હતી તેજ પીડા પગે વલગીને હયાંબી પણ તેના ભેગી આવી હતી એ જોવાનું જોઇએ તે કરતાં વિશેષ સેહેલ હતું. તેના ધ્રુજતા લખલખતા અવયવો હજી પણ શાંત થઈ શકતા ન હતા! તે આરામથી ઉંઘી શકતો નહી.

ઉંઘ તો તેને જાંણે હતીજ નહીં, પણ તનથી ને મનથી તમામ થાકી જવા પછી જો તેને જરા જપ લાગતી તો કાઇક ભયંકર સ્વપ્નાઓ વચ્ચેથી તે જલદીજ પાછો દુ:ખની એક ચીસ સમેત જાગી ઉઠતો! એટલું બધું શું થયું હશે? તેની મેરી કયાં છે? તે પાધરો મેરી આગળ ગયો કેમ નહી? તેની મેરીને પરણવાનો જોખમ ને મેરી ને પોતાને એટલી જલદી ને એટલી હદ સુધી વીસારીજ કેમ શકયો?

જેમ ઘરમાં તેમજ હયાં પણ તેને કરાર તો ન હતો, પણ તેને તેની વહાલી માવતર પણ યાદ આવી, માટે પોતાના ધ્રુજતા અવયવો, યાદ ને લડડતા હાથો જેમ તેમ થંભ બનાવી ઠેકાંને તેણે તેણીની ઉપર

સખ્યાગનો ને હીંમત આપનારો એક જુદો પેગામ લખી વાલી પોસ્ટ કર્યો. "મને હવાથી ફાયદો થતો જણાય છે, વ્હાલી મમા," તે કાગલમાં તેણે લખ્યું, "ને હું ધારૂંછ જે હું જલદીજ સાજો થઇને મલવા પાછો ફરશ."

આલાંમાયને આ સમાચારથી હદ વગરની ધીરજ ને ખુશી હાંશલ થઈ. વલી હવે તેનો દીકરો પાછો આવે ત્યારે તે રાજી થઇ શકે એવું એક કામ કરવાનું તેને સુજ્યું, ને તે ફકત પેલા બાગના પશચીમ ભાગમાનો સુંદર ફુવારો પુરી નાંખવાનું હેમાકાતભર્યું કામ હતું! તેણીને પોતાને ને ઘરનાં નાનાં મોટાં, જાણીતાં અજાંણ્યાં સર્વને એ સુશોભીત ફુંવારો ઘણો ગમતો હતો તો શું થયું? જે દીકરાને તે પોતાના જીવથી અધીક ને પ્યારા જાંનથી જ્યાદા પ્યારો જાંણતી હતી તેની ખુશી આગલ તે હેતવંતી માને લાગ્યું કે આખી દુન્યાની ખુશી બેહીસાબ ને રદ હતી!

એ ફુંવારો એક એબ હતી એમ કાવસે એક વાર તેની માતાની હાજરી દરમ્યાંન મત ઉચ્ચાર્યું હતું જે ૨૬માં પ્રકરણમાં વાંચી આવ્યા તે વાંચનારાઓ અતરે અગત કરીને યાદ કરશે; મેહેલની પશચીમ ભણીની અગાસી ઉપર ગુલાં સાથ એ જવાંન કાવસને પહેલવહેલી મુલાકાત ને પીછાંણ થઈ તે દરમ્યાંન મેરીનું તરતનું આવેલું એક કાગલ લેઇ આવાને આલાંમાય તેમને મલી હતી, ને તે કાગલથી કાવસને જે ખીજવાટ પેદા થયો હતો તેનો ખાર તેણે એ ફુંવારા ઉપર કાઢયો હતો આપણે વાંચી આવ્યાં તેમ એ ફુંવારો તેને કોઇબી રીતે અણગમતો હતો એમ તો કાંઇ હતુંજ નહીં. અને એ બાગની રમણ્ય શોભા બાગને એબ લગાડતી હતી કે જેબ આપતી હતી તેના ઉપર તેનું તો કોઇ દીવસ મુતલગ ખાસ કરીને ધ્યાંન વટીક એંચાયું ન હતું; પણ આ તો એતેફાક થયું એમ કે તે ખીજવાયલો હતો તેવામાંજ તે ફુંવારાની શોભાની તારીફ થઈ, ને કાંઇ બોલવુંજ જોઇએ એવું જોઈ તેને જેમ તેજ પલે મગજમાં આવી ગયું તેમ તેણે તે ફુંવારાને બાગની એક એબ કેડાવી, ને તેનો ખરો ભાવાર્થ જાણવા કે સમજવા વિના તે ભોલી માતા ખરેખર એમજ સમજી કે તેના કાવસને એ ફુંવારો કેઠો ખરેખરજ ઘણો અકારો હતો! એટલા માટે તે કેઠે બાહેર બાહરવાસ જાય ત્યારે તેને કહયા પુછયા વિના તેની હરૂસે તે પુરાવી નાંખીને તેને એકદમ છક ને ખુશી કરી નાંખવાનો તે માતાએ તેને તેજ પલે મનમાં ને મનમાં

ફસદ કરયો હતો, જે બધું આપણે આગલ વાંચી આવ્યાં, ને તે ઠરાવ અમલમાં મુકવાને કાવસની હાલની ગેરહાજરી દરમ્યાન તેણીને યાદ થતાં તેણીએ તાબરતોબ ઉતાવલ કરી. એટલા માટે કાવસનું ઉપલું કાગળ વાચ્યાથી તેણીનાં મનનું કાંઈક સમાધાન થયું ત્યારે તેણે એવાં કામ માટે જાણીતા થયલા ફીસબી કારીગરો કંટાક્ટર કું૦ ને ખાસ પોતાની ખીદમતમાં તેડાવી મંગાવ્યો, ફુવારનું પાણી ખાલી કરી નાંખી તે તોડી ભાંજી નાંખીને પુરી નાંખવાનુ તેણીએ તાબરતોબ કંત્રાકટ આપ્યું.

આ હુકમથી તે કારીગર પોતેબી કાંઇક અજાયબ થયા વિના રહયો નહીં; ને પોતાના લાભ ભણી ન જોતાં તેણે આલાંમાયને તેણે પોતાની અજાયબી કહી વટીક સંભલાવી, કે બાગની એ ખરેખરી અકસર શોભા ને ખુબસુરતીનો એમ નાશ કરવાનું સરયાંમ બેવકુફી ભરયું થઇ પડશે પણ તે માંને શાંનુ? કાવસને એ ગમતો નથી, ને તેની દરેક મરજી સાચવવામાં મને મોજ છે, તેણે તે કંત્રાકટરને સમજાવ્યું;—અને ત્યારે આ બેહુદો હુકમ અમલમાં મેલાયલો જોવાનો તેણીનો પકકોજ ઇરાદો જોઇ તે કામ જલદી આટોપી લેવાનું પ્રોમીસ કરી તે કારીગર ચાલતો થયો. એ પછી એક અઠવાડયું વહી જવા બાદ તેણે તે કામ હાથમાં લીધું, ને પછી તે ફુંવારાની ભાંજફોડ ચાલુ થઈ.

બીજા હાથપર યાતો કાવસને હવે નખ્ખોદનો કાંઇ ખુદરતી ખટકો થયો તેથી અથવા તો તેના જીવને તે જ્યાં હતો ત્યાંબી કશીજ શાંતી ન રહી તે સબબથી એકદમ ઘેર પાછું ફરવાનું મન થયું, ને તેથી તે ત્યાંથી વગર ચેતાવવે અચાણ્ચ ન કલ્યો.

તે એક રાત્રે અસુરેથી ઘેર પોંહોચ્યો. તે વખતે જે નોકરે તેને બારણું ઉઘાડી ઘરમાં લીધો તે તેનો લેવાયલો લુટાયલો હાલ જોઇ ફાલ ખાઇ બે કદમ પાછલ હટી ગયો, એટલો બધો તે કમનસીબ જવાંન શેઠીયાના દેખાવમાં ફેર પડી ગયો હતો!

કાવસે તે આવ્યો હતો તે વાત રાતોવહી તેની માતાને જણાવાની જરૂર જોઇ નહીં. તે બાંનુ આરામ કરવા જઈ ચુકી હતી, માટે રાતભર તેને ખબર કરીને વગર અગતે 'ડીસટર્બ' કરવાનું તેને નામુનાસેબ લાગ્યું, માટે તેનાં આવવાની તેણીને ખબર કરવાની તેણે નોકરો મના ફરમાવી.

## પ્રકરણ ૩૨ મું.

તે રાત્રે તે ઘણીક રાતનો ઉજાગરો ને વલી તે દીવસનો ઘણો થાકેલો હોવાથી ઠીક ઉંઘાયો. ને પછી બીજી સહવારે કાંઈક બી ઠીક દેખાતી હાલતમાં ઉઠીને હેઠે આવ્યો. ત્યાં નાસ્તા ઉપર તે ત્રણ બાનુઓ–તેની માતા આલામાય, કુવરમાય અને ગુલાં જમવા બેઠાં હતાં. તેઓ તેને જોતાં બધા હરખના એક "આહ" સાથ ઉભા થયાં, ને ગુલાંના ગોલાબી ગાલ ઉપર તેને જોતાં સાથે ખુશી અને શરમનો એક પ્રગટ રતાશ પ્રગટી રહયો. તેની માતાએ વલી બીજા હાથપર તેને દીલોજાંન આવકાર આપી હરખભેર પેટમાં ચાપ્યો ને કુંવરમાયબી તેને એમ ઘર જલદી પાછો ફરેલો જોઇ બેશક ઘણી ખુશી થયાં.

તે પછી તે તેમની સાથે વાતચીત કરતો નાસ્તા પર બેઠો, કે જ્યારે અવારનવાર બાગની બારદુમાંથી તેની નજર પોંહોંચતાં તેનું ધ્યાન ખેંચાતું કે બાહેર બાગમાં મજુરો કાંઈ કામે લાગેલા હતા. એ કામ શું હતું તે કાંઇ દમ વિનાની વાત જાંણી તેણે તેની માતાને પુછયું નહીં. બલકે તે વાત ઉપર તેણે કશુંબી લક્ષ આપ્યુંજ નહી.

તે બધાં વાત કરતાં બેઠાં હતાં તેવામાં કુંવરમાયની નજર બાહેર ખેંચાતાં તે સેહેજ બોલી "આજે મજુરો કામ ઉપર છેક સહવારથી લાગેલા છે?'

"હા," આલામાયે કહ્યું. 'કામ ઘણી ધીરજથી થતું જોઇ કાલે મેં એ લોકના ઉપરીને બખડાવ્યો છે!"

હજી આ વાતમાં કાવસે કશો ઉમંગ બતાવ્યો નહીં. બાગમાં તેની માતા કાંઇ તેણીની મરજી મુજબનો ફેરફાર કે સમારકામ કરાવે તે વાત તેને એવી વગર અગતની ને નજીવી લાગી કે તેણે તો તે ઉપર કશું બી લક્ષ આપ્યું નહીં, ને ગુલાં પોતાના સુંદર સુવાલા નરમ નાજુક બરફ જેવા સફેદ હાથે તેને તેની ફરમાશ મુજબ પાસેની ટીપાટમાંથી કોફીનું એક કપ ભરી આપ્યું તે હવે તે બેધ્યાંનપણે પીવા લાગ્યો.

"હવે તો મારે તુંને કહી દેવું જોઇએ કાલી," આલાંમાયે હવે હસ્તે ચેહેરે ભેદ ભાંજીને ખુલાસો કરયો. "હું તો તુંને છુપાછુપ અજબ ને ખુશ કરી નાંખવાની હતી, પણ મેં માથે ઉઠાવેલું તે કામ હું આટોપી લેઇને તૈયાર કરાવી શકું તે આગમચ તું અચણુચ ઘેરે પાછો ફરવાથી તે મારી મતલબ બર આવી શકવાની નથી, તે હવે હમણાં હું નહીં કહું તો તું આગમાં ઉતરશે તેવો તે વાત જાણી લેશે, ત્યારે તેનાં કરતાં તો હુંજ તે તુંને કેહી દેઉંની ?"

"એવું તે શું છે, મમા ?" કાવસે કાફી સીપ કરતાં તદન બેદરકારીની અદાથી પુછયું.

"તુંને પેલો આપણો ફુંવારો નહીં ગમતોતો કેની, તે તુંને રાજી કરવાની મતલબથી પાણી કાઢી નાંખીને પુરી નાંખવાનું મેં કંત્રાકટ આપ્યું છે," તેણીએ કહ્યું.

પણ એ શું થયું ? તેણી હજી તો એ બધું આખું વાકય માન માન પુરૂં કરી રહી, તેટલાં તો સરપે દંખ મારયો હોય તેમ કાવસ ફીકકો ફચ પડી જઇ તે ખુરશીમાં ચમકયો, ને કાફીનું કપ સાસર તેના હાથમાંથી સરી પડતાં તે ઢોલાયલી કાફીથી પોતે બધો ખરાબ થઈ ગયો !

સઘલાં ટેબલ પરથી ફાલ ખાઇ ચમકી ઉઠયાં !

શુંઉઉઉ ? ફુવારાનું પાણી કઢાવોછ ?" તેણે તેની માતાને સાંભલતાંજ લગભગ એક ચીસ પાડી ચમકી ઉઠતાં કહ્યું—ને બીજી પલે તો કશાબી જવાબ કે વધતા ખુલાસા માટે ખોટી થવા વિના આંધલાં ઉંટ ને ગાંડા હાથીનીજ અદાથી, જે વચ્ચે તેના રસ્તામાં આવતું તે કચડતો ભચડતો ને લપેરા ખાતો, બાહેર બાગમાં દોડયો ! એ જોઇ તે બાનુઓ પણ અકલાયલી ગભરાયલી ફગલાયલી તેની પુઠે દોડી, કે જ્યારે તેઓએ કાવસને ફુંવારા ભણી જતાં ચીસ પાડીને તે કામ એકદમ બંધ કરી નાંખવાનો હુકમ આપતો સાંભલ્યો ! અફસોસ, એવા એક હુકમ માટે હવે ઘણું મોડું થયું હતું !

ઘણું મોડું થયું હતું એમ કાવસે પોતે તો પોતાના હુકમની એક ચીસ સાથે બાહેર રસ્તામાં ધસતાંજ ફાટફાટ થતી છાતીએ જોઈ લીધું, કેમજે તે ફુંવારાની બાજુએ દેખીતા કાંઇક ગભરાતની મોટી ધમાલ ચાલતી હતી, ને મજુરો ઉપરાંત નોકર નફરો વટીક કાંઈ દબાઇને તે તરફ વાંકાં વલીને જોતાં હતાં ! તેવામાં તો વલી બાગ પેરે ત્યાં એક ચમકાવનારો

ધુમાટો પસરી રહયો કે 'ફુવારામાંથી કોઇ એક બીચારી અબલાની લાસ હાથ લાગી હતી !'

"ફુવારામાંથી કોઇ એક બીચારી અબલાની લાસ હાથ લાગી છે !" સેંકડો દધાયલાં આસામીઓના કાનમાં એક મોહેથી બીજે મોંઢે આ એકનું એક ચમકાવનારૂં-ચોંકાવનારૂં વાકય જાબજા વાગી રહયું !

કાવસ એ સાંભલતાં દધાઇ ગયો-પથ્થર થઈ ગયો. તે કે જે એક ક્ષણ આગલ વીજલીની ઝડપથી ફુવારા ભણી ધસ્યો-દોડતો જતો હતો. તે હવે એ સાંભલતાંજ તેજ જગ્યા પર જડ ઘાલીને હીલ્યા કે ચાલયા વિના એક પુતલાં જેવો થંભ ને ફીકકો ઉભો થઇ ગયો !

ફુવારો ભાંગીને પુરી નાંખવા પહેલાં તેનાં ઉંડા વહેતાં પાણી પંપથી કાઢીને ખાલી કરી નાંખવામાં આવતાં હતાં. ને તેમ કરતાં લગભગ તલ્યે પોહોંચતાં તેના ઉંડાણના એક નલમાં ખુંટી બેઠેલી એ લાસ હાથ લાગી હતી, જેથી એ ભયાનક બનાવે, જેમ સ્વાભાવીક થવું જોઇએ તેમ, તરત મોટા ગભરાત ને ચકચારનો એક હોકાર મચાવી દીધો ! તે પછી તે લાસને ગંભીર અદબ ને અદા સાથે ઉપાડીને બાહેર કાઢવામાં આવી, અને તે ફુવારાની પાલની બોરદુમાં એક કપડું પાંથરીને તે પર તે નાંખવામાં આવી. તે એક તમામ જવાન અબલાની લાસ હતી ! એવી લાસ કે જેનો દેખાવ મોહત વચ્ચે બી હજી જેવો ને તેવો તાજો ખીલતો મીઠો ને ખુબસુરત દેખાતો હતો ! આવી મનોહર મુરત મરવા માટે ચાલી ચાલી છેક આ ફુવારો સોહોધતી કેમ કાં અને કયાંથી આવી એ ત્યાં ભેગાં થયલાં ને દરેક પલે સેહેંકડાની સંખ્યામાં હજી ભેગાં થતાં જતાં લોકોની મસ મોટી મુસ્કેલી ને અજાયબી હતી. તે કેટલુંકની મરી રહેલી હશે, ને કેટલાક દીવસોથી તેની લાસ તે પાંણીમાં એમ કોહતી સબડતી પડી રહી હશે એ ગુંચવાવનારો સવાલ સૌ કોઇ એકમેકને ત્યાં પુછતું જણાતું હતું !

---

## પ્રકરણ ૩૩ મું.

મેસર્સ કંત્રાકટરની કું. નો વડો ભાગયો કે જેને આલાંમાથે તેકાવીને આ કંત્રાકટ ખાસ આપ્યું હતું તે પોતેબી એતેફાક આ બુરો બનાવ અજવાલાંમાં આવ્યો ત્યારે પોતે માથે લીધેલાં કાંમની કાંઇક તકેદારી માટે ત્યાં તે તરફ હાજર હતો, ને તે કાવસને જોતાંજ એ નફ્ફોહદની કેરીયત સહ

રૂકા સાથે કેહેવા અદબથી તેના પાસ આવ્યો. "માહા બુરૂં થયુંછ, કાવસશાહ શેઠ, તેણે કહયું.

પણ કાવસ તેને જવાબ કરી શકવાને બદલે દીગમુઢ જેવો ટક ટક ફાતેલે ડોલે તેને જોવા લાગ્યો! વલી એ દરમ્યાંન તેની પુઠે દોડી આવેલી પેલી ત્રણ બાનુઓ—આલાંમાય કુંવરમાંય ને ગુલાં—પણ ત્યાં આવી લાગી, ને તેઓએ જ્યારે કોઇ એક અબલાની લાસ ફુંવારામાંથી મલી આવવાની વાત સાંભળી, ત્યારે તે ત્રણે નાજુક દયાલુ દીલની અબલાઓનાં દુ:ખ ને ગભરાતનો શું પાર?

પણ આલાંમાય પર તો કાંઇ જુદીજ ગંભીર અસર થઇ હતી! ફુંવારો પુરી નાંખવાનું કામ ચાલતું હતું એ "વધાઇ" તેને ખુશ કરી નાંખવાની મતલબથી તેણીએ તેને કહી, તેજ વેલા તેનો દીકરો જે બેશુમાર ગભરાત બતાની એ બાજુએ દોડી આવ્યો હતો તે વીજલીના ચમકારાની માફક તેને હાલ પાછું યાદ આવી ગયું, ને જ્યારે તેણીએ જાણ્યું કે કોઈ અનીધણી ખુબસુરત ને જવાંન અબલાની લાસ તેણીના ફુંવારામાંથી મલી આવી હતી, ત્યારે જાંણે એ વાતનો ખુલાસો સોધતી હોય તેમ તે બાંનુ થરથર ધ્રુજતી ફીક્કા પડેલા કાવસની આંખનાં હેઠાંણમાં ગરક જઇને જોવા લાગી!

એ વેલાએ પેલો કંત્રાકટર તેણીની પાસે આવ્યો. "ઘણુંજ દુ:ખ ભરેલું થયું છે, મોટાંબાઇ" તેણે કહયું. "બીચારી મરનાર કોઇ જવાંન ને અજબ જેવી ખુબસુરત છે. દેખીતી રીતે તેની લાસ છેલ્લા આઠ દશ દીવસથી પાંણીની અંદર પડીને ખુંટી બેઠેલી હતી!"

"કયાં છે?" આલાંમાયે દબાયલે સાદાદે આંખોમાં આંસું લાવીને તેને પુછયું,—ને તે પેલી બેઉ અબલાઓ ભેગી હવે તે લાસ જ્યાં પડી હતી તે તરફ તે જોવા લપેરા ખાતી આગલ વધી.

"એવણને તેનું મોંહું જોવા ના દેઓ," કાવસે તે જોઈ ઉસ્કેરાઇ આવીને કંત્રાકટરનો હાથ પકડી ખોખરે સાદાદે કહયું. "એવણ—એવણ" તેણે અચકી અચકીને પુરૂં કરયું, "એવણ ઘણાં નાજુક છે. એ દેખાવ એવણ જોઇ શકશે નહીં."

કંત્રાકટર એ ઉપરથી આલાંમાયની પુંઠે ગયો, ને તેણે તેને અધવચ્ચે થોબાડી. કાવસ તેને કેહેતાં કેહેતાં જોકે અચકયો ને લડડયો હતો તો ઘણું, પણ તેને તેમાં કાંઇ અકસર ધ્યાંન ખેંચાવા જેવું લાગ્યું હતું નહીં. "બાંનુ,

એ દેખાવ તમે ના જોતાં," એ ઉપરથી કાવસે તેને ફરમાસ કરવા મુજબ તેણે તે અબલાઓને થોબાડીને કહયું. "એ દેખાવ તમારી નાજુક લાગણીઓ તામોશ કરશે નહીં."

બીજા હાથપર કાવસ પોતે હવે કાંઇક યાદ આવતાં સાથે તે ફુંવારા પાસે ઉતાવલમાં ધસી ગયો, ને ત્યાં ભેગા મલેલાં લોકોમાંથી એક લટખટ લુચ્છા દેખાવના કોઇક આસામીને જોઇ કાઢી તેણે તેને બાજુએ—એકાંતમાં લઇ જઇ કહયું, "એ લાસના હાથમાં જે ચીજ પકડેલી છે તે જો તું કોઇ નહીં જોય તેમ મને લાવી આપે તો હું તુંને તાબરતોબ એક હજાર રૂપીયા બક્ષેસ આપશ."

"એક હજાર રૂપીઆ ?' આ ગંજાવર રકમ મલી જવાની વાત તેની અક્કલ કબુલ વટીક ન કરી શકવાથી તે આદમીએ ફાટેલે ડોલે પુછ્યું.

"હા, એક હજાર રૂપીઆ ! જલદી, જલદી ! જા ને તે લઈ આવ, ને તેજ ઘડીએ હું તુંને એક હજાર રૂપીઆ આપશ."

"પણ એવું તે તે શું છે ?"

"ફક્ત એક 'શર્ટ'ની ફાટેલી બોંહેનો ચીરો એ લાસના જમના હાથમાં રહી ગયો છે," કાવસે ઘણાજ ધારા સાદે લપેરા ખાતાં કહ્યું.

"ખબરદાર !" પછવાડેથી એજ દરમ્યાંન કોઇએ ગગડાત કીધો, ને હવે કાવસે ને પેલાએ ચમકીને પાછું ફરી જોયું તો તે પેલો કાવસનો પોતાનોજ ખાશ હજુરચો–કપટી હેનરી હતો ! "ખબરદાર," તેણે ગગડાત કીધો ! "તે બોંય એ અબલાનાં ખુનનો મજબુત મુદ્દો છે ને તે એક હજાર રૂપીઆ તો શું પણ એક લાખ રૂપીયાની દોલતની લાલચથી બી જે કોઇ લાવશે તે મને જવાબદાર રહેશે ! એ અબળાના ખુંનીને હું સુળીએ ચઢાવવાનો છેઉ, તેની સાથે તેબી બટંએ જશે !"

કાવસ આ સાંભળતાં એક સરદ હાય મારી—દુઃખની એક ચીસ સમેત પાછળ હટી ગયો, ને પેલો આદમી તે લાસના સંબંધમાં કાંઇક અજબ જેવું અજવાળું પડવાના ખ્યાલથી દબાયલો ડાચું વકાશી તાજુબીમાં ગીરફતાર આ સઘળું સાંભળતો ઉભો !

હવે હેનરીના એ ગગડાતે તમામ લોકોનું ધ્યાંન તે તરફ ખેંચાયું, ને એ તરફ એ શું નવી ગરબડ હતી તેની તાજુબીમાં નાનાં મોટાં સર્વ ત્યાં ધસડાઇ આવ્યાં; કે જ્યારે એક મરઘીનાં પીછના ફટકાથીબી કમબખ્ત ઉખ્ખી

બુદ્ધિના કાવસને જમીનદોસ્ત કરી શકાય એવીજ તેની દયા ઉપજાવવા જોગ હાલત થઈ પડી !

"સાંભલો !" હેનરી નોકરે હવે પોતાના ઉમરાવ શેઠનો કશોબી સરોપરો રાખ્યા વિના બાગેબુલંદ કહ્યું. "આ અબળા કાંઇ અકસ્માતથી દુબી મુઈ નથી. એને દુબાડી નાંખવામાં આવીછ, એનું તો ખુંન થયુંછ—તે ખુંન આય કાવસશાહ શેઠે પોતે પોતાનાજ હાથથી કીધુંછ, ને તેના મારી પાસ મજબુત પુરાવા તૈયાર અને મોજુદ છે."

"આય આદમી કોઇ દેવાંનો છે," આ એકરાર સાંભલતાં એક બે નહીં પણ તે ટોળાંમાંથી સેંહેકડો આસામીઓએ એ "બેહુંધી વાત" માનવાનું તુચ્છકારી કાઢતાં મત ઉચ્ચાર્યું; પણ અફસોસ, એ વખતે બાપડાં આલાંમાયની શી ગતી હતી ? કાવસની પોતાની હાલત કેવી હતી ?

"સાંભળો !" હેનરીએ બધાં સાંભળે તેમ તે કેટલાક લોકોના તે તુચ્છકારની પરવાહ કરવા વિના હજી પોતાનો ખુલાસો જારી રાખ્યો. "એ અબળાનું નામ મેરી છે, ને તે હેટનના જોન વોટસનની એકપુરી દીકરી છે. હું તેને ચાહતો હતો, પણ આય શેઠ મારા રસ્તામાં આવવાથી પછી પોતાના પૈસા ને દમામની કુમકપર તે તેણીનું મારા ઉપરથી દીલ ઉઠાડી લઇ શકયો. ત્યાર બાદ ધારવા મેલે તે એ બીચારીને ધુતી છેતરીને પરણી ગયો, ને પૈસાવાલાઓ એવા ગરીબ છોકરીઓને એમ દગલબાજીથી પોહેલે પ્યારના દરેક દેખાવ સાથે પરણીને પછીથી તેમનો નાશ સોધે છે, માટે મેં છુપા કસમ લીધા કે જો એ છોકરીનો એ પારસી એક બાલબી વાંકો કરે તો હું તેને જમની અદાથી પોંહોંચીને મારી મેરીનું વેર લેવશ; ને તે દાહડો અંતે આજે આવ્યો છે !—પણ રસ્તો કરો, પેલી પોલીસ આવેછ; ઇનસ્પેકટરને આય તરફ આવવા દેઓ, ઇન્સ્પેકટર સાહેબ, આય ખુંનનો મુદ્દો દશ દીવસ થયા મારા હાથમાં છે. અણી તરફ આવો, હું તમને કાંઇ બતલાઉં."

---

## પ્રકરણ ૩૪ મું.

જ્યાં કમનસીબ કાવસે જોયું કે સઘળું નખ્ખોદ હવે પુરેપુરું વળી જવાનું હતું, ને તે ખ્યાલ સાથ તેને તેની દુ:ખી માતાની યાદ થતાં તેનુ જીગર ચીરાઇ ફસાઈ જતું હતું. તે તેણીની ઓરડીમાં ગયો, કે જ્યાં અભાગણી આલાંમાય હેનરીનો મજકુર ખુલાસો સાંભળી ખરી હકીકત પાંમી જતાં

બેહોસ જેવી ધુલમાં ફસડાઈ પડી હતી, ને જેને સૌ સાવધ કરવાની ત્રેવડમાં હતાં. તે તેણીની પાસે ગયો, ને તેનું માથું પોતાની દુઃખી છાતીપર એકાદ પલ ટેકાવ્યું.

'ઇન્સ્પેકટર સાહબ," કપટી-કરપીણ-દયાહીણ તે નોકરે કહ્યું. "આય પારસી શેઠ તારો કેદી છે, કેમકે એ આય મરનાર મેરીનો ખુની છે. દસ દહાડા પરની એની સ્યાલગરેહને દાહડે હ્યાં એક 'પારટી' આપવામાં આવી હતી, ત્યારે મેંજ એને ડ્રેસ પહેરાવી તૈયાર કીધો હતો, ને હીરાનાં બટન સાથનું એક 'શર્ટ' પહેરાવ્યું હતું. ત્યાર પછી બે કલાકે પોતાના ઓરડાનાં એકાંતમાં એણે મને પાછો તેડયો ત્યારે મેં જોયું કે એ દરેક અવયવમાં થરથર ધ્રુજતો ઉભેલો હતો. વલી એનો પોશાક બધો ચુંથઇ પીખઇને ફાટી ગયલો હતો, તથા 'શર્ટ' તેની બોંહેમાંથી ચીરાઇ ગયલું હતું, અને તેનાં હીરાના બટન ગુમ થઇ ગયલાં હતાં. તેણે મને હીંમત પામવા બ્રાન્ડી આપવા હુકમ કીધો તે મેં આપ્યો, અને પછીથી તેણે મને જુઠ્ઠું સમજાવ્યું કે તેને સ્ટેશનપર કાંઇ તાકીદનું કામ હતું તે માટે તે તરફ જતાં રસ્તામાં તેને કોઇ લુટારો મલ્યો હતો, જેના સાથની એક ઝપાઝપીમાં તેનો એવો હાલ થયો હતો! અલબત આ વાત કાંઈ મેં માની નહીં, પણ મેં તે ઝપાઝપી કેઇ તરફ થઈ હતી તે એ ગુમાયલાં હીરાનાં બટન સોધી લાવવાને મસે તેને પુછ્યું, કે જ્યારે તે એટલો બેઅખ્ત્યાર ઉસ્કેરાઈ આવ્યો કે એ વાત ફરીફરીથી કાઢવા માટે એણે મને મારયો વટીક!"

હ્યાં કોતાબાજ હેનરીએ પોતાના હાથ માંહેલાં એક બંડલમાંથી તે ચીરાયલું ફાટેલું 'શર્ટ' જે તેણે સંભાલથી સાચવી રાખ્યું હતું તે કાઢી ખુલ્લું કરીને બતાવ્યું, કે જેનો કફ કોઇએ તોડી લીધેલો હતો.

"આ મારો આય ખુનનો મુદ્દો છે, ને તેનો બાકીનો પુરાવો, ઇનિસ્પેકટર સાહેબ," તેણે મોટા હરખ ને કપટની મોજ વચ્ચે ખુશખુશ થતાં કહ્યું, "તમોને એ લાસનાં પોતાનાજ હાથમાંથી મલશે. ખોલો પેલો જમનો હાથ, ને તે બિચારી એ ખુનની જે ઇધાંણી ઓસ્તવાર હાથમાં પકડીને મુઇ છે તે કાઢી લાવી આ 'શર્ટ' સાથ મેલવી જુઓ, કે મારી વાતની તમામ સચ્ચાઇ તાબરતોબ સિદ્ધ થશે."

અલબાત આ તુરત કરવામાં આવ્યું. તે પોલીસ ઇનસ્પેકટર તે લાસ આગલ ગુંઢણ પર બેસી ગયો, ને મરનારના ઠંડા હાથમાં ચીવત પકડેલી

એક કફની બોંય તેણે ખેંચી કાઢી. તેમાં કીંમતી હીરાનું એક બટન અનામત હજી પોરવેલું હતું !

"એ 'કફ' હવે આએ 'શર્ટ' ની 'સ્લીવ' સાથ મેલવી જુઓ," લોકોના બેશુમાર ગભરાત અજાયબી ને ચુપકીદી વચ્ચે તેણે તે 'શર્ટ' ઠંડે કલેજે દીલની અને ખુશીની વચ્ચે ભોંય ઉપર પોહલું કરીને પાથરતાં કહ્યું, અને લોકોનું તે આતુર ઉસ્કેરાચલું ટોલું કે જેણે આ ઉપરાસાપરી રજુ થતા આવતા એક કરપીણ ખુનના જોરાવર મુદ્દા ને ખુલાસા દરમ્યાન ગોયા પોતાનો દમ ખેંચવાનું વટીક મોકુફ કર્યું હતું, તેમના તે શાંત ગભરાત વચ્ચે તે 'કફ' આબાદ તે 'શર્ટ' ને બંધ બેઠો ! વલી જો હજી કાંઇ પુરાવો બાકી હોય તો તે 'સ્લીવ બટન' કાઢીને ઉલટાવી બતાવ્યું કે તેની પાછલી બાજુએ સુનામાં મઢેલો કાવસનાં નામના પહેલા હરફેનો એક ખુલ્લો મોનોગ્રામ વટીક હતો !

હવે શક શો રહે ?

"ચંડાલ," કાવસનો પેહેલી હરોલનો તમામ ગભરાત આ અરસામાં સમા ગયેલો હોવાથી પોતાની મરતી માતાને ટેકો દેતાં તેણે ગુસ્સાથી કહ્યું, "હવે તો તેં પુરૂં કીધું કે હજી કાંઇ કહેવાનું બાકી છે ?"

"બસ થઇ ચુકયું," તે કીનાબાજ હરપીત અવાજે કહ્યું. "ઇનસ્પેકટર સાબ, આય ખુનીને તમે તમામ ચાર્જમાં લેવ. એની સાંમે ખુન સાબેત કરવા જુરી આગલ તેમજ કોર્ટમાં હું હાજર થવશ."

તે ઇનસ્પેકટરને એ સાંભલી બીજો ઉપાય રહયો નહીં. તેણે પોતાની સાથના બે કાન્સ્ટેબલોને ઈસારત આપી, ને તેઓ જઇને તે કરોડપતી શેઠીયા કાવસની અકેક બાજુ ઘેરી ઉભા રહ્યા. આલામાંયે, આ એક પુરા બેટાની તે અત્યંત હેતવંતી ને તેટલીજ અભાગણી માતાએ, તે દેખાવ કેઇ કીસમે જોયો ને તામોસ કીધો તે કહેવું પડશે ? તે બીચારી ત્યાંજ ઘેલી થઇ નહીં ગઇ એ એક મોજેજો થયો ?

---

## પ્રકરણ ૩૫ મું.

પણ એજ વખતે એક મનોહર સુંદરી રડતી ચશમોએ ને ગમોથી ગુલાબી બનેલા રૂખસારા સાથે બાહેર આવી. "નીચ નીમકહરામ નોકર," તેણે હેનરી તરફ ફરીને કહયું 'તું લબાડ જુઠો છે. કાવસ એવું નીચ ને જબુન કામ કદી કરે એ દુન્યા ઉલટાઇ જાય તોબી જેમ હું નહીં માનું તેમ કોઇ નથી

માનવાનું; તેં કહેલી વાતમાં કાંઇબી ગલીચ કાવત્રુ અથવા હમણાં નહીં સમજ પડે એવો ઉંડો ભેદ છે. હું જાહેર કરવાને શરમાતી નથી કે કાવસને તો હું ખરાં જીગરથી ચાહુંછ ને તેટલાંજ ખરાં દીલથી મને માનવાને કારણ છે કે એ માનવંત ઉમરાવ મને ચાહે છે. ઓ મી૦ ઇનસ્પેટર, તેણીએ આજીજીથી હાથ જોડી પુછયું, "તમો શું અમારા ભલા કાવસને બેડી થોકી પકડી જશો?"—ને દુઃખી જખમાયલાં જીગરે આ સઘલું બોલનાર ને પુછનાર, વાંચનારને કેહવું પડવાનું નથી કે, કોઇજ નહી પણ જવાંન ખુબસુરત ગુલાં હતી!

તે કાવસને છુપી ચાહતી હતી તે આપણને ખબર છે, અને તે બીચારી આજવેર ખાત્રીપુર્વક માંનતી હતી કે ભલો કાવસ તેના જવાબમાં તેનેબી તેજ કીસમે છુપો ચાહતો હતો. એટલા માટે એ તેણીના બલવાંન પ્યારની બાંહેધરી હેઠલ તેણે કરપીણ નોકરનો ખુલાસો આટલા જોરાવર સાક્ષી પુરાવા છતાં હજી મુતલગ માંન્યો નહીં, ને પોતાનું દીલ ને લાગણીઓ વશ ન રેહેવાથી પોતાના તે પ્યારનો એમ એક જાહેર એકરાર ત્યાં ને ત્યાં રડતી ચશમોએ રજુ કરવાને વટીક તે નેકબખ્ત બાંનુ ઓશકાઇ નહી

પણ તેથી શું થાય? ઇનસ્પેકટરે પોતાની હદ વિનાની દલગીરી ને લાચારી બતાવી માંફ માંગી, ને પછી હેનરીએ રજુ કરેલી સાક્ષીઓ મુજબ તે પોતાની ફરજથી બંધાયલો હતો માટે તેણે હવે કાવસને પોતાનો કેદી બનાવ્યો!

"હું તાબે છું," કાવસે એ ઉપરથી ગગળતે સાહદે કહયું, કે જ્યારે તે મોટાં ટોલાંમાં ઓરતોજ નહીં પણ મરદોની આંખમાંથી પણ આંસું વેહેતાં જણાતાં હતાં! કાવસ પોતાની સાદાઇ ને સદાની ભલાઇથી તે તરફ ગરીબ તેમ તવંગર વર્ગમાં એક સરખો માનીતો હતો, માટે તેની એ અવદશા જોઇ સર્વ કોઇ દયાથી દાઝી ગયું, ને તેની કમનસીબ માતાની દયા ખાતાં અબલાઓની છાતી દચકાંઓથી એવી ઉંચકાઇ જતી હતી કે તેના અવાજો ને પડઘાઓ તે ગોગાંણ હવામાં સાંભલવાને ભયભીત થઈ પડતા હતા!

'હું તાબે છું,' કાવસે શરણ થતાં કહયું, "પણ મને એક થોડીક મીનીટની મોહેલત આપશો ઇનસ્પેકટર? ફકત મને આ મારી જખમી માતાને એક થોડીક મીનીટ એકાંતમાં મલવા દેવ."

"નહી," હેનરીએ પોકાર મારયો, "ઇનસ્પેકટર, સાહેબ તે તમે તમારા પોતાના જોખમે થવા દેજો!"

"હું લાચાર છું." તે ઇનસ્પેક્ટરે કરપીણુ નોકર ઉપર જરાબી ધ્યાન આપ્યા વિના ગમખારીથી કહયું. "હું એ છુટ મુકી શકતો નથી."

"દયાને ખાતર," કાવસે ઓાજરખાહીથી માંગી લીધું. "એક દયાને ખાતર મારા પર વીશ્વાસ મુકી તમે એટલી મેહેતલ આપો? હું મારી માતાને મલું તે ઓરડાની બાહેર ગમે એવા ચોકી પેહરાનો તમે જાપતો રાખજો હું નાહસી જવાનો નથી. હું એકાંતમાં એવણને મલીને થોડુંક કેહું એટલીજ બસ દયા ફરમાવો!"

હવે લોકમત આ "દયા"ની તરફેણમાં ઉસ્કેરાયું, ને તે જોઈ અંતે તે ઇનસ્પેક્ટરે તે મેહેતલ આપી, કે જે ઉપરથી કાવસ કેદીનીજ હાલતમાં હવે તેના પોતાના બંગલામાં તેની માતા સાથે પાછો દાખલ થયો.

તે કમનસીબ બાનુ ચાલી શકતી ન હતી. તેને તે બંગલામાં ઘસડીને બલકે ઉપાડીનેજ લઇ જવી પડી. ને બાહર ભેગાં મલેલાં તે દઘાયલાં લોકો જ્યારે ગમખારી વચ્ચે અનેક ચર્ચા કરતાં વીખરાવા માંડયું, ત્યારે બીજા હાથ પર તે બંગલાનાં એક એકાંત દીવાનખાનામાં, બાહેરના મજબુત ચોકી પોહરા વચ્ચે, તે મા અને તે દીકરો, એકજ છેલ્લીજ એકાંત મુલાકાતને માટે, અફસોસ, છેલ્લીજવાર એકલાં પડયાં!

તે મા દીકરાની તે મુલાકાતનું આગાધ દુઃખ વરણવાની કોઇબી કલમમાં તાકાત નથી!

તેઓ બેઉ જે ઓરડામાં એમ એકઠાં મલ્યાં હતા તેની ચારે પાસ—બારણાંઓ તેમજ બારીઓની બોરદુમાં વટીક સાવચેત ઇનસ્પેકટરે મજબુત ચોકી પોહરા બેસાડયા હતા!

તેને એવા મોટા શેઠીયાની ઇજ્જતમાં વિશ્વાસ તો હતો, પણ તેમ છતાં આ જીવસતોસત જોખમમાંથી બચવા માટે તેને કદાપી નાહસવાનું ને તેની માતાને તેને બચાવી લેવા નહસાડવાનું મન થાય તો તે પોતે "ગરીબ માણસ" નાહક માર્યો જાય, તે ફીકરથી તેણે આ મજબુત ચોકી પહેરાનો બંદોબસ્ત ફરમાવ્યો હતો; ને તેમાં આપણે શું તેની કશુર કાઢીશું?

ગઇ કાલે—બલકે આજેજ આ ત્રાસજનક સંકટનો તે શિકાર થયો ત્યાં સુધી તો તે શેઠીયા કાવસનો હુકમ તે મોટા મેહેલમાં એક સખ્તમાં સખ્ત કાયદા જેવો હતો; તે મહેલનો તે પોતે-તે એકલો રાજકર્તા હાકેમ હતો; નાંનાંથી મોટાં સુધી તેને અદબથી માન આપતાં, ને તાબેદારીથી તેના સાંમે સર ઝુકાવી તેને માનથી ચાહતા હતાં, ને તેજ ધણીની અફસોસ,

આજે અવદશા કેવી હતી? આજે તે એ હોરમતનાં ઉંચા બુરજ પરથી ગબડી ગબડીને એક કંગાલમાં કંગાલ ખુનીની છેક છેલ્લી પાયરીએ ઉતર્યો હતો, અને તેથી તેની આસપાસ ચોકી પોહરા બેસાડવામાં આવ્યા હતા! એ શું? એ ફક્ત કરમના લેખ હતા–કીસમતનો ખેલ હતો! એ તે બિચારાની નીચમાં નીચ હીણપસ્તીની હીણી સરજત હતી!

અને એ રીતે તેઓ તે એક ઓરડાનાં એકાંતમાં એકઠાં મલ્યાં–ઓ! તે હીણી સરજતનો બેટો અને તે તેટલીજ કમનસીબ માતા!

---

### પ્રકરણ ૩૬ મું.

"મ્હારા દીકરા, તારે શું કહેવું છે?" ડચકાંઓથી દબાયલે સાહદે તે માતાએ એકલાં પડતાંજ પુછ્યું.

"ઘણું કહેવું છે," કાવસે દુઃખથી લથ ખાઇ જતાં તનબદન સાથે કહ્યું. "મને અહીં તમારા પગ આગળ ગુંઠણ પર બેસવા દેઓ, મમા, કે તમારા પ્યારા ખોળામાં ગમીથી ગુમતું મારૂં માથું ટેકવી એ મારો છેવટનો ખુલાસો હું તમુંને ખરેખરો આપી શકું."

અને તે બેઠો. આલાંમાય જે નીચા બેઠકની ખુરશીમાં બેઠી બલકે ફસડાઇ પડી હતી તેના પગ પાસેજ ગુંઠણ પર પડી તેણે તેણીના માનીતા ખોલામાં પોતાનું દુઃખી માથું ટેકાવ્યું, કે જેમ રમતાં રમતાં થાકી ગયલો તે તેની બચગીમાં પ્યારથી આવીને હંમેશાં તેણીના ખોલામાં પોતાનું માથું ટેકાવતો હતો! તેજ કીસમના એ છેલ્લા લાડની છાતી ફાડી નાંખનારી ગમ ખારી વચ્ચે તે ત્યાં ઉંધે મસ્તક પડયો.

તે રડયો. તેની માના પવીત્ર પ્યારા ખોળામાં માથું નાંખી તે તેનાં છેલ્લાં આંસુઓ રડયો, અને એ રીતે પોતાના મોટાં દુઃખના વેહેતા ઘાને જેમ તેમ કંઇક શાંતી આપી તેણે તેની માતાના ચહેરા ને આંખો સાંમે જોયું. તે ચેહેરો, તે એકવારનો તાજો ખીલતો ખુબસુરત ચહેરો કે જે ફક્ત એક કલાકના હાંદેસામાં ગમીથી તમામ કરમાઇ ગયો હતો, તે મીઠી પ્યારી ચશમો કે જેમાં ખુશીનો પ્રકાશ હવે પછીથી કદીબી પાછો ચમકતો દેખાવાનો ન હતો!

તે કેફયત તેણે કહી. કેવી રીતે તે મોહબતવંતી માવતરની મેહેરબાંન શીખામણ તે હુલ્લડ છોકરાએ નહીં માની હતી, ને તેણીને ધુતી છોકરીને

બી તે છુપો પરણી ગયો હતો—પછીથી કેવી રીતે જલદીજ તેને પસ્તાવાનું થયું, ને મેરીથી કાયર થયલો તે તેને વાહીપતાવીને એકલી છોડીને નાહસી આવ્યો તે, અને તે પછીની પોતાની તમામ કંગાલ્યત અને અનેક હાડમારીઓની વીટક વાત સાચ્ચી તેણે બ્યાંન કરીને તેણીને કહી.

અને તેણીએ શું એ નાફરમાની—નીમકહરામી માટે તેને ઠપકો આપયો ?—નહીં. ફક્ત દુઃખથી ઝુમી પડેલાં માથા સાથે તે બધી દુઃખની વાત તે માવતરે ધ્યાનથી સાંભલી ને દયાના ઉભરાઓથી ઉસ્કેરાઇ તેણીએ તેને આંખો ભરી આવતો દરેક સખ્ખાસે ને દીલાસો આપ્યો. ઓ, તે ખરી હેતવંતી માતા !

"એ બધું મારી હેમક લડનું પરીણામ થયું, મમા" તે શરૂઆતની કેફયત કહી રહેતાં કાવસે માંડુ ફરી, ઉંમર બાલીને ખાખ રાખ કરનારા પસ્તાવાથી કહ્યું; "તમારી પ્યારી પુજ્ય શીખામણ નહીં માનીને તેની વિરૂદ્ધ અમલ કરવાના મારા પાપનું એ નખ્ખોદ ભરેલું પરીણામ થયું."

"પણ ત્યારે એ હાં ફુવારામાં કેમ આવી ?" આલામાયે જેમ તેમ હીંમત એકઠી કરી જીવમાં જીવ નહીં હોય તેમ પૂછયું.

"મેં હજી તો ફક્ત અરધીજ કેફેયત કેહીછ મમા," તેણે સમજાવ્યું. "હું તમને બધું ખરેખરૂં કહીને તમારી માંફી માંગી લેવા ઉસ્કેરાઇ રહેલો હતો, પણ મારાં કીસમતમાં બુરામાં બુરૂં બનવાનુંજ, એટલે યાતો મને તેમ કરવાનું બન્યું નહીં કે તેમ કરવાનું સુજયું નહીં. તે પછીથી ગુલાં સાથનાં મારાં કહેવાતાં કારજનાં કમનસીબ કેફયત એક ઇંગ્લીસ પેપરમાં પ્રગટ થવા પાંમી. મને ઉમેદ હતી કે મેરી 'કામો' નાં જે એકાંત ખુણામાં હતી ત્યાં એ વાત કદી જાણશે નહીં, કેમજે ઇંગ્રેજી પેપર તે તરફ જશેબી નહીં ને તેનાં વાંચવામાં આવશે બી નહીં; પણ મારી વકીથી ઉલટી રીતે એતેફાકથી તે વર્તમાનપત્ર માંહેલા એ જુઠા સમાચાર તેના વાંચવામાં આવ્યાં, ને તે સબબે હું તેની આગલ જાઉં તે પેહેલાં તો તેણે અનરે આવવાનો પોતાનો એરાદો મને લખી વાલ્યો ! તે કાગલ, વહાલી મા, તમેજ મને લાવી આપ્યો હતો, કે જે વાંચતાં હું જાણે ગભરાતથી હેબાં સુનો થયો. તે પછી જે રાત્રે આપણે ત્યાં મારાં વરસની ખુશાલીમાં પારટી થઇ તેજ રાત્રે તે અનરેનાં સ્ટેશન પર આવીને ઉતરવાની હતી, માટે રખે તે પાધરી બંગલામાં આવીને મારો હુરયો ને ફૈસતો બનાવે ને ફીકરથી હું વેલાસર તેને સાંમો લેવા દોડયો, ને અમો રસ્તામાંજ મળ્યાં. અફસોસ, તે વખતની મારી

હીણપસ્તી, પસ્તાવા ને દુઃખની તમને શું વાત કહું, માતા? તે બીજ-વાયલી આવેલી હતી એટલુંજ નહીં પણ મેં જોયું કે વલી તે પીધેલી ધુંન ને છાકટી પણ હતી! હું તેને પ્યારથી પટાવા ને મોહબતથી મનાવીને ઠંડી પાડવાની ઉમેદથી ગયો હતો, પણ મારાં હીણાં નસીબે તે મનાવી પટાવી શકાય એવા શાંત સ્વભાવ કે બુદ્ધિમાં ન હતી. તેણે જ્યાં ઘોરી રસ્તા ઉપર અધવચ્ચે અમે મલ્યાં ત્યાંજ મારો એવો ફેસ્તો કરવા માંડયો કે લાચારી સાથે ધ્રુજતો ધપકતો ને તેને મહા મહેનતે જેમ તેમ ઠંડી પાડતો હું આપણા બાગના પાછલા અંધારા ભાગમાં લાવ્યો, ને ત્યાં ફુંવારાની ઓરહૂએ આવીને અમે હોજાતોજી કરતાં ઉભેલાં હતાં. એ વખતે તેણીએ મારી છાતીમાં પેલું પેલું પેપર મારયું, ને ખુલાસો ચાહયો; મેં તે પેપર મારા હાથમાં લીધું, ને પાક ખુદાના કસમથી તેને સમજાવ્યું કે એ બધી વાત ગલત હતી, પણ તેણે માન્યું નહીં. 'જો એ વાત ગલત હોય તો લઈ ચાલ હવણાંજ મને તારા મહેલમાં,' તેણે મોટે અવાજે જીકર કરી, 'ને મને તારી હકદાર મોહરદાર તરીકે બાપુકાર જાહેર કર!' મેં તેના પાસ ફક્ત થોડા કલાકની મેહેતલ માંગી, મેં બીજી સહવારે તેમ કરવાને તેને પ્રોમીસ કરયું, કેમજે મેં બતાવ્યું કે હવણાં તે પીધેલી હોવાથી એવી ઉંચી સોસાયટી' માં રજુ કરવા જેવી તે હાલતમાં ન હતી, પણ તેણે મારૂં કહ્યું માન્યું નહીં. તેણે ઉલટી તુ નેકબખ્ત માતાને અને ભલી નીરદોશ ગુલાંને હજારો નજીસ ગાલો દારૂની અસર તલે ભાંડવા માંડી જેથી મને ગુસ્સો આવ્યો, ને સ્વભાવ સંભાલીને કામ લેવાનો મારો રૂડો ઠરાવ વીસરી જઈ હું અંતે કમકાતથી તેને પડતી મુકીને અંદર ચાલી આવવા કરતો હતો. એ વખતે દારૂની ઉશ્કેરણીમાં તેણે મારાં 'શર્ટ'ની બોય ઓરતવાર પકડી ને મારી પાસ પેપર હતું તે ઝુંટી લેવાની જબરી હોજાતોજી કરી, કે જે દરમ્યાન તેને એક મોટો લપેરો આવ્યો, ને અકસ્માત રવેસે એક ચીસ સાથે તે ફુંવારાની નીચી પાલ પરથી ગબરડી ખાઇ અચણુચ નીચે પાંણીમાં ગઇ. એ વખતે તેણે મારી 'બોહે' હજી મજબુત પકડેલી હતી તે ચીરાઇ ફાટીને હીરાનાં બટન સાથનો એક ભાગ તેના હાથમાં રહી ગયો! આથી મારી છાતી થરથર ધ્રુજી આવી, ને તેને મરતી બચાવવા માટે મેં મારૂં બનતું કરયું, પણ તે ફરીથી પાંણીની સપાટી પર આવતી દેખાઇજ નહીં, ને ગભરાત કરી તેને તરત બચાવાની નામોસીને હીંમતથી સાંમે થવા જેટલી મને તે વખતે બુદ્ધી આવી નહીં. મેં ફક્ત ટક ટક

તે પાંણીમાં મીનીટો સુધી જોયું, ને પછી તેને મુએલી જાંણી તેનો ભુત મને પછવાડેથી પકડવા ધસતો આવતો હોય તેમ હું ધ્રુજતો ધપકતો બીહીઘેલો ગભરાયલો, અરધો બેહોસ જેવો બંગલામાં નાહાસી આવ્યો, ને પાધરો મારા ઓરડાનાં એકાંતમાં જઇનેજ થોભ્યો.

આય ખરેખરી કેફયત છે, મમ્મા, ને તે વાતનો એકલો ખુદા મારો સાહેદ છે. હવે આખી દુન્યા મારો એ બચાવ કદી માનવાની નથી, પણ તમે ઓ મારાં કદરદાંન મમા, તમે ખુદ ખુદા પર વિશ્વાસ લાવી કોઈ વાત માનો તેમજ મને બેગુનાહ માનજો, ને મારાં મુવા બાદ મારાં રૂહ પર દયા થવાની દુવા ચાહજો! મેં મેરીને પરણીને દગલબાજ થવાનો કે તેનું બુરૂં ચાહવાનો એક નાપાક ખ્યાલ વઈક દીલે વસાવ્યો નથી, તોબી ફક્ત એક હદની નાતરસ બેપરવાહીનો હું ભોગ થઇ પડયોછ. તે અને તેજ મારો વાંક અને તે અને તેટલુંજ મારૂં પાપ છે; બાકી ખુંનના જખુન અને કરપીણ વાંકનો હું મુતલગ જવાબદાર નથી. મારી ગરીબ મેરી! હું તેને પરણુતે નહીં, મમા, તો તે બિચારી વગર મોહોતે એમ મરતે નહીં, વાસ્તે સીધી નહીં તો આડકતરી રીતે હું તેનો ખુંની છેઉ. ને ફક્ત તેટલોજ મારો અપરાધ છ. એની લાસને, એટલા માટે મારી પરણી મોહરદાર તરીકનાં છેલ્લાં માન હક ને ક્રિયા સાથે મારે ખરચેજ દયાથી આબરૂ વચ્ચે ભુમીદા કરાવજો, ને ઓ મમા, મારી આ અઝીમ નાફરમાંની મને માંફ કરવાની એક હવે છેલ્લી દયા ફરમાવજો કેમકે તેની સજામાં મેં પુરતું ખમ્યું છે, ને હજી આ ધરતી પરની સૌથી જાલમમાં જાલમ ને નીચમાં નીચ સજા મારે હવે પછી ખમવાની છે."

"ઓ નહીં," તે મોહબતવલી માતાએ એક તમામ દેવાનીની અદાથી ચીસ પાડી કહ્યું, "મારા દીકરા, જો તું એમ નીરદોશજ છે તો તુંને બચાવા હું બધી ધરતી ઉઠલપાઠલ કરેશ—આસમાનના તારા તોડીને નીચે લાવશ, અને—"

"મમા, મારાં વ્હાલાં, મારાં ભોળાં મમા!" કાવસે તેનાં ખોલામાં માંથુ નમાવી પાછું રડી દેતાં કહ્યું, ને બાકીનું બોલવું તેનાં દચકાંઓ વચ્ચે તેના હોઠ બાહેર આવવા પાંમે તે આગમચ તે હોઠ પરજ મરી રહ્યું!

---

## પ્રકરણ ૩૭ મું.

તે એક ખરાં દુઃખનો દેખાવ હતો !

તે શાંત ઓરડામાં એકાદ બે પલની ચુપકીદી વચ્ચે જ્યારે તે બંને મા દીકરો પોતાનાં આંસુઓ સાથે ભેલતાં હતાં, ત્યારે તેમનાં દચકાંના તેની ચારે દેવાલો ઉંડી હાય સાથના પડઘા મારતી હતી ! તેવામાં કાવસ ચોંકયો, ને પોતાનાં આંસુઓ ખંચાવી નાંખી આસપાસ સંભાળથી જોઇ તેણે કાંઇક તેની માતાને કાંને લાગી કગરીને ઓજરખાહીથી કહ્યું. તે કાંઇ "સેવટની મેહેરબાંની" તરીકે મંગી લેતો હતો, પણ તે શું માંગતો હતો ?

"પણ ત્યારે શું તું નીરદોશ છતાં મોહતની જાલમ સજામાંથી બચવાની કશીજ ઉમેદ ધરાવતો નથી ?" તે માતાએ થરથર ધ્રુજતી છાતીએ અતી ઉસ્કેરાઇને પુછયું.

"કશીજ નહીં, મમા," તેણે કહ્યું. "એવી વાહીયાત ઉમેદોથી આપણને મન મનાવાનું વટીક હવે કાંઇજ રહ્યું નથી. સાક્ષીઓથી પુરવાર થઈ શકશે કે મેરી મારી પરણી બઇરી હતી. ને કામો ખાતેના તે બંગલાના નોકરોની જુબાંની બી મેહેલમાં એ લોક એકકી કરશે કે ત્યાં અમો જરા બી સંપ વગર રોજનાં લડતાં વઢતાં ફેસાદ વચ્ચેજ રહેલાં હતાં. ત્યાર કેડે હું તેને છુપાછુપ છોડી આયો, ને ત્યાં આવી ગુલાં સાથે પ્યારમાં પડયો, જે વાત વર્તમાનપત્ર મારફતે જાહેર થતાં મેરી મારો પલ્લો પકડતી આવી, ને વચ્ચેથી તેણીની નડ કાઢી નાંખવા મેંજ તેણીનું ખુંન કર્યું એવું બધું એવી આસાનીથી પુરવાર થશે કે મારી નીરદોશતા માટેનો મારો આ સાચ્ચો પણ સાદો બચાવ કોઇ બી જુરી કદી બી માનવાની નથી. વલી મરનારના હાથમાં મારાં 'શર્ટ' ની જે ઓહે રહેલી મલી આવી છે તે એ ખુંન મારૂંજ કરેલું છે એ વાતનો એક જબરો પુરાવો થઇ પડશે, ને તે બધાં ઉપર નીવાહ પોંહચાડતાં મારી સરજત નીચ દેટને હાથ ફાંસીનાં લાકડાં ઉપરજ કુતરાંને મોહને મરવાની છે એમ મારી વધતી ખાત્રી થાય છે; માટે ઓ મેહેરબાંન માયજી, એ એક નાતરસ સરજતની નામોશીમાંથી મને ઉગારવા ને મારા કુળવાંન બાપદાદાઓનાં માન પામેલાં નામને એ એક મોટા દાવની કાળી ટીલી નહીં પોંહોંચે વાસ્તે તમારા હાથમાં એ એકજ ઉપાય છે, ને તેનો લાભ શું તમે મને નહી આપશો ?"

પણ હજી આલાંમાય ચુપ હતી ! તે શું જવાબ દીએ ? તેનો દીકરો જે માંગતો હતો તે એવું જબુન હતું કે તે હેતાળુ માતા તેવી એક જુલ-

મગાર વાતને કેમ અને કઈ રવેસે એકમત થાય ? તે દુઃખી જીગરે ને નીચી નજરે તેને જવાબ દીધા વગર ફકત ગરગર રડયા કરતી હતી !

"મને જવાબ દેઓ, માયજી ?" કાવસે આ હવે છેલ્લીજ જીદ કરી કરી "તમે આજવેર મને કોઇ ચીજ ના નથી પાડી, તો હવે એ છેલ્લી અરજ શું ના પાડશો ? "

વે માતા ચમકી; નીરદોશ ભોળાઈમાં તે બેટાએ આપેલી આ ઘાટકી– આ કરપીણ યાદના ચોબા હેથલ તેનું તન બદન દુઃખથી વલ ખાઇ ગયું ! તેણે પોતાના ખાવંદની મરતી ઘડીએ તે દીકરાને તેની એક હઠમાં ફાવવા નહીં દેવાનું ખુદ ખુદાને હાજરનજર જાંણી વચન આપ્યું હતું, તેની જેવી પસ્તાવાની હાય વચ્ચે હવે આજે તેને યાદ થઇ તેવી રવેસે તેની તેને ખરી ઘાટકી યાદ આગલ કદી થઈ ન હતી ! તેણીએ જોયું કે તેના દાનાવ ભરથારે કાવસને તેની મરજી મુજબ નહીં ચાલવા દેવાની તાલીમ આપવાને વેલાસર ચેતવણીનું એક રણસીંગડું તેના કાનમાં વગાડયું હતું, ને તોબી તેણે તે સૌથી અગ ના સવાલને ઓછી અગત ને ઓછી કાલજીથી વિસા-રયો, ને તેજ પાપી અને ભયંકર ભુલનું આ આજે નખ્ખોદ પરીણામ આવેલું સિદ્ધ થયું હતું ! જો તેણે તે વચનપર સખ્તાઈથી અમલ કર્યો હોત, "લાડઘેલો" કર્યો નહીં હોત, ને બચગીથીજ કાવસે તેની પોતાની મરજી મુજબ નહીં પણ તેણીની સત્તા ને મરજીને માન આપીને ચાલવાની તાલીમ ને તરબ્યત આપી હોતે, તો તે એમ બગડી થઇને તેણીની મરજી ઉપરાંત મેરીને પરણવાની હીંમત, ભુલ કે નાફરમાંની કદી નહીં કરતે, ને ત્યારે આ પરીણામ કદી ન થતે:—પણ, અફસોસ, હવે આ એકજ ભુલને માટે પસ્તાવાને વારતથી અતીઘણું અસુર થયું હતું !

"દયા કરો, મામા," બગડી કાવસે હજી તેને વાનવીને તે "દય" માંગી લેવાનું ચાલુ રાખ્યું. "બસ એટલુંજ કહો કે કરીને મને ફાંસીની તેગ વાગે તો તમે એટલી એક છેલ્લી મેહેરબાની ફરમાવશો ? ઓ માયજી તમે મને તમારી છાતીનું દુધ પાઈ પ્યારથી ઉછેર્યો ને લાડઘેલો કરીને હેતથી મોટો કીધો, તે શું એક નીચ ઠેકને હાથ તમાસો જોવા આવનાર બેકદર લોકની ઠઠ સામે ફાંસીના માચરા ઉપર હીણપસ્તીભર્યો મોતે પુરો થવા ખાતર ?'

"નહીં, ઓ નહીં," આલાંમાએ તમામ દેવાંનીનીજ અદાથી ચીસ પાડી કહ્યું.

"ત્યારે તો દયા કરો; ત્યારે તો એટલું એ વચન આપો, કેમકે એ વત-રેગે એ નામોશીમાંથી બચવાનો બીજો ઉપાયજ નથી" તે વચન શા કારણનું માંગતો હતો ?

## પ્રકરણ ૩૮ મું.

આલાંમાયે તે વચન અંતે આપ્યું ! તે શું માંગતો હતો તે અત્યારથી આપણે જાણવાનાં પ્રયત્નો કરવા જરૂર નથી, પણ એટલું તો ખરૂં કે આ કકલાત ભર્યાં કાલાવાલા ને બજીદ તકરારથી માહત થઈ તે સદા માહત થતી આવેલી મમતાળુ માતાએ આયંદે તે વચન આપ્યું ! તે વચનના બોલો તેના હોઠ બાહેર કેમ આવવા પામ્યા હશે તે કહી શકાતું નથી, તે બોલો જે તે બોલી તેનું તેને પોતાને વટીક ભાન થયું કે રહ્યું હોય એ એશક શક ભરેલું છે. ફક્ત તે જવાબમાં તેના ધ્રુજતા હોઠ ફફડતા ફરતાં જણાયા એટલુંજ; એથી વધારે કશુંજ નહીં, કેમકે ઘોરમાંથી અવાજ આવતો હોય તેવા ફેરવાયલા ને દબાયલા બોખરા સાહદે તે જવાબ ધ્રુજતા હોઠ વચ્ચેથી ધીમે સાહદે આપવા પછીથી તે દુઃખી માતાનું સર તેનાં ધડ પરથી તેની છાતી ઉપર નમી પડયું, ને આસપાસના તે બાકીના છાતી ફાડનારા બનાવથી બેખબર, નીર્દોશ શાંતીમાં, ખુદાની દયા વચ્ચે, તે નેકબખ્ત બાનું બેભાન થઈ પડી !

સર કાવસે એ જોતાંજ તેને પોતાના હાથમાં તરત ઉપાડી, એક સોફા ઉપર સુવાડી, તે પછી તેની બોરદુમાં ગુંઠણુપર પડી તેની છાતી પર માથુ નમાવી આ ધરતી ઉપર તેને તેણે એક સેવટનો બોસો લીધો ! તે પછી પોતાનાં કપાલ ઉપર એક મુક્કી ધુંમાવી મારીને તે બારણાં તરફ ફરયો, ને ત્યાં પોહારા ઉપર ઉભેલા કાનસ્ટેબલને કહ્યું, "મારા માતા બેભાન થયાં છે, માટે મારાં આદમીઓને જલદી અતરે બોલાવો. ને ઇનસ્પેકટરને કહો કે હું તૈયાર છું. મને એવણુ હોસ્યાર થાય તે આગમચ ત્યાંથી લેઇ ચાલો."

બીજી પળે રડતી આયાઓ જ્યારે બેભાંન આલાંમાય ઉપર ધ્યાન આપતી હતી, ત્યારે તે મુરદાં મિસાલે લાંબી છટ થઇ પડેલી બાનુ તરફ એક છેલ્લી વિલાપની નજર નાંખી તે કરોડપતી શેઠયો કાવસ આંસુઓથી આંધલી થઇ ગયલી ચશ્માંએ તે ઇનસ્પેકટર અને બીજા એક કોનસ્ટેબલના પોહરા વચ્ચે તે ઘરમાંથી રાતે બાહેર પડ્યો !

ઈનસ્પેક્ટર ઘણી કઠણ છાતીનો એક આસામી હતો, પણ તોબી જ્યારે કાવસે પોતાની વ્હાલી માવતરના તે છાપડાં હેઠલ છેલ્લાં દીદાર જોઇને એ રવેસે બાહેર નિકલ્યો, ત્યારે તેણે પોતાની છાતીમાં ઉભરી આવતું એક દચકું એક જેહેમતથી દાબી દીધું, ને તેજ મીસાલે તે બીજા કાનસ્ટેબલની આંખો પણ આંસુઓથી ભીંજાયલી આબાદ દેખાતી હતી !

* * * *

આલાંમાયને માટે આખી પ્રજાનું દીલ જાણે દયાથી દાઝી ગયું ! તે એક જવાન વિધવા હતી, ને કાવસ તેનો એકજ એકપુરો બેટો ને એકનું એક ફરજંદ હતું, માટે એ એકજ સબબે આખી પારસી આલમનું દીલ તેની તરફેણમાં જીતી લીધું; ફક્ત એકજ આસામી તેણીનાં આ પાહડ જેવાં દુઃખમાં પોતા માટે સુખ ને મોજ માની લેતો હતો, અને તે એક આસામી તે આ સદાઓમાં પોતાના ખારીલા ખવાસને માટે નામના કરી ચુકેલો પેલો કરપીણ અને કપટી ફરંગો નોકર હેનરી હતો !

તેણે મેરીની લાસ ઉપર ભરાયલી જુરી સામે ખુંનનો આરોપ કાવસ ઉપર લાગુ કરી આપ્યો, ને કોરટમાં પણ તેણેજ એવી બલવત્તવારીથી લડીને એ કેસ પુરવાર કર્યો કે લોકોની ને જુરી અને જડજની પોતાની વટીક ગમખારી છતાં કાવસ ખુનીજ ઠર્યો, ને કાયદાને તેનો પવીત્ર માર્ગ મોકલો મલવોજ જોઇએ માટે જડજે દયાથી ધ્રુજતા ને ગમખાર અવાજે તે જવાન ઉમરાવને તે સૌથી કરપીણ–સૌથી નાતરસ–સૌથી જુલમગાર–ફાંસીની નેહેસ્ત સજા ફરમાવી !

આલાંમાયે તે બેટાને બચાવાને પોતાથી બનતું અને બધું કરવાને કશીજ બાકી છોડી ન હતી. તેણે કામેલમાં કામેલ ધારાના હીમાયતીઓની એક ફોજની ફોજ પોતાના દીકરાના બચાવમાં રોકી નાંખીને પાપરીની પેરે પૈસાની ધુલ કરી દાધી; પણ તે સઘલું વ્યર્થ !!

તેના મુકદમાની વખતે કોરટમાં જેવી લોકોની ગીરદીની અસાધારણ ધમાલ થઈ પડી તેવી આગલ કવચીતજ થઇ હશે, અને જો કાવસ નિર્દોષ ઠરી આવતે તો ફુલોના હાર વચ્ચે લોકો તેને ઠેઠ તેના મેહેલ સુધી પોંચાડી આવતે–એટલી હદ, સુધી દયાલુ લોકલાગણી તેના તરફ ઉશ્કેરાઈ રહી હતી; પણ તેવું કશું થયું નહીં, ને તેને ફાંસીની ટેપ ફરમાવવામાં આવી એટલે લોકો ગમખારી વચ્ચે વીખરાઇ ગયા.

## પ્રકરણ ૩૯ મું.

બચ્ચીત, ફાંસીની નજીસ નાતરસ સજાના તીરસ્કારમાં જેટલું બોલયે એટલું ઓછું છે. જાન આપવા કે લેવાનો પવીત્ર હક એકલો તે પાક હકતાલાનો પોતાનો છે, ને તે હક, કાળાં માંથાનો માનવી લુટી લઈ પોતાની આપઅખ્ત્યારીથી પોતેજ બજા લાવે એ આપણે પુછીશું કે શું તે કીરતાર સાંમે એક અજીમ અપરાધ નથી? ખુંનનો બદલો ખુંનથીજ લેવામાં આવે, ને એક પાપની સજનમાં વધારો—પોતે તેજ પાપ પાછું કરે—એ અતી ઘણું દોશપાત્ર છે.

ખુંનીઓ ફાવવા જોઇતા નથી, તે તેવા નાતરસ કરપીણ હુંરેમનોને જાલમમાં જાલમ સજા થવાની અવસ્ય જરૂર છે એ એક ઘડી બી ના પડાય તેમ નથી; પણ તે સજા જીંદગી સુધીનાં જાલેમ કેદખાનાંઓની રીબનરાબનની નાતરસ સજા હોવી જોઇએ, કે જ્યાં સગાંવાલાંઓ ને તમામ દુન્યાથી અલગ, ભારી બેડીઓ સાથના એક ગદ્દઈ વહીંત્રાં વચ્ચે, તે કરપીણ આખા જનમારા સુધીના એક એકાંત દેશવટામાં તે કીરતારનું તેને તેડી લેવું થાય ત્યાં વેર, હાય અફસોસમાંજ જીવે, ને જીવીને રોજ બરોજ અને સદા પોતાના તે મોટામાં મોટા અપરાધની ખરાં જીગરથી તોબા ઓસે ને કરે! અફસોસ કે ચોખ્ખા ન્યાયને લગતી એ એક ખાંમી છે, કે જેથી ખુંનીઓને એવી જાલમ સજા માટે જીવવા દેવામાં આવતા નથી, ને જે પવીત્ર હક, એકલો તે હકતાલાનો છે તે હક ઉપર એક નાતવાંન આદમાનો એક તુકારે અલાપ લીધામાં આવે છે! પણ ફાંસીની સજા સંબંધી આટલો બધો વાદવીવાદ ઉપર વાંચી આવ્યા પછી વાંચનાર પુછશે કે શું કાવસ ખરેખર ફાંસીને લાકડે ચઢશે? તે પોતાને માટે આવી હીણપસ્તીભરી સજાને બદલે બીજું કાંઇજ કરી શકે તેમ નથી?

બિચારી કાવસની કમનસીબ માતા આલાંમાય રાત ને દીવસના કકલાતભર્યાં હાય વિલાપ ને ચિંતાતુર સંતાપના સબબથી તે બાપડી ગળાઇને હાડપીંજરનો અવતાર બની ગઇ એટલુંજ નહીં પણ કાવસની તપાસ દરમ્યાન તેનાં માથાંના કાળા ચલકતા બાલ વટીક ઉજલા બરફ જેવા બની ગયા! વળી કાવસને ફાંસીની તેપ મરાવા પછીથી તે બીચારીની રાત ને દીવસ એકજ સરખી હતી, ને તે સારો દીવસ "મારા કાલી" તે "મારા દીકરા" ની ચીસ ને બુમો સાથે એક સરયામ દેવાંનીની અદાથી વરતતી હતી!

એ બધી વખત તેને ભલી ગુલાંનો ખરેખર મોટો આધાર મળ્યો. તે જવાંન બાંનુ આ વેળાએ આલાંમાયની જાણે દીકરી થઇનેજ રહી, ને તે સ્મશાંન જેવાં ઉદાસ ને ઉજ્જડ બની રહેલાં ઘરનો તમામ કારભારનો ચાર્જ તેણીએ દુરઅંદેશ દાનાઇથી પોતાનાં સ્વાધીનમાં લીધો.

તે કાવસને એક ખરાં જીગરની ફીદાગીરીથી ચાહતી હતી, માટે કોઇ બી કીસમે તે પોતે ઓછી દુઃખી નહીં હતી, પણ શાંત સોગત હાલતે તે અને કુંવરબાઇ આલાંમાયની આગતાસ્વાગતામાં આ સંકટને સમયે ખંતથી ખડાં રહ્યાં. પોતાની જાત તે જાતજ! કયાં હમેશાની રહેમદીલ જીગર ને કયાં પરાઇ સ્ત્રીનું પારકું જીગર?

ગુલાંએ પેલા કપટી હેનરીને તે બંગલામાંથી 'કાળું કરવાનો' હુકમ આપ્યો તે વેળાનો તેણીનો દુઃખી રોબ ને ગંભીર થસ્સો ફક્ત જોવા જોગ હતો. તે પછી તેણીએજ મેરીની લાસને માન સાથ ભુમીદા કરવાને લગતી કાવસની છેલ્લી ખાહેશ બર લાવવાની દરેક અનુકુળ બંદોબસ્તી કરવા તે દુઃખભર્યું કામ તેણીનીજ નેક દેખરેખ હેઠલ સરંજામ ઉતર્યું.

હવે કાવસને ફાંસી દેવાનો દીવસ ઠેડાવવામાં આવ્યો ને તે બીચારો એકજ અઠવાડયાંનો આ દગલબાજ જેહાંનમાં પહરોણો હતો. એટલા માટે જેમ જેમ તે નેહસ્ત દીવસ પાસે આવતો ગયો તેમ આલાંમાય વધતી ને વધતી ઉસ્કેરાતી ગઇ ને તેજ પ્રમાણમાં લોકલાગણી ને હજારો ઉમરાવ ખાનદાનનાં તેનાં દોસ્તઆસનાવોની દીલસોજીબી તેની તરફેણમાં ઉસ્કેરાતી ચાલી. તે બાંનુ બસ એકજ વાત કેહેતી કે "કાલીને બદલે મને મરવા દેઓ, તેને બદલે મારાં ગલાંમાં કોઇ દયાથી ફાંસો નાંખો, કેમજે હુંજ તેની ખુંની છું. જો મારા ભરથારને તેનાં મોહતની છેલ્લી ઘડીએ આપેલાં વચન મુજબની તાલીમથી મેં તેને ઉધારયો હોતે, લાડ ઘેલો નહીં બનાવ્યો હોતે ને મારી મરજી માફક વરતવાને તેને મેં શીખવ્યું હોતે તો એ મારા ગાય જેવા ગરીબ ને અસીલ બેટાનો આજે આય ફેજ કદી થતે નહીં, ખરેખર તો હુંજ એની ખુંની છેઉં વાસ્તે એને બદલે કોઈ દયાથી મને મારી નાંખો, ને એનો જ્વાન પ્યારો જાન બચાવો!"

આ કીસમનો તે કમનસીબ અબલાનો જાથુકનો લવારો બકારો હતો, કે જેવી હાયવેલાની તેણીની હાલતમાં તેને સધ્યારો આપી શાંત કરવાનું કામ ઉપર કેહવા મુજબ તેનાં દયાલુ દોસ્ત આસનાવો માટે કોઇ રવેસે સેહેલ નહીં હતું.

તમારી અને તમારાં વહાલાંઓની તંદુરસ્તી માટે.

ડો. કોઠારીની રજીસ્ટર્ડ

# જીવનશક્તિ.

વાપરો—કે જે શરીરનાં જીવન તત્વોને પોષણ આપનાર સ્વાદિષ્ટ અને મકરધ્વજ નં. ૧ તેમજ ક્રિયાશુદ્ધ સુવર્ણનાં નવીજ શોધ મુજબના તત્વોથી ભરપુર સચોટ ચીજ છે. અને શારીરિક, માનસિક રોગો તેમજ નબળાઇઓને મુળથી મટાડે છે કારણ કે એ ફરીયાદો જીવન તત્વોની નબળાઇથીજ થય છે. ૩૨ ડોઝની બાટલીના રૂા. ૧૦. પૈસા પ્રથમથી મોકલનારને હિંદમાં પોરટેજ ફ્રી...રૂા. ૧ એડવાન્સ મળ્યા વિના વી. પી. થતું નથી. વાપરનારાઓના અભિપ્રાયો મંગાવો.

મુખ્ય સ્ટોકીસ્ટો:—પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબઇ. ૧ સી. પી. ઠક્કરની ક. ૨ [illegible] દાસ [illegible] ઠા.

તમારી આંખોના રક્ષણ માટે કુદરતે બનાવી મોકલેલી

અકસીર દવા

# 'કાશ્મીરી લોટસ હની.'

કમળનાં [illegible] તળાવમાં થતી અને બહુ મહેનત તેમજ [illegible] ના ભોગે મેળવાતી આ સાચી ચીજ જ્યાં ત્યાં મળતી નથી. અમોએ તેને [illegible] મળ્યો છે જેને શાસ્ત્ર મુજબ શુદ્ધ [illegible] મેળવી વાપરવા લાયક બનાવ્યો છે. મોલકમાં [illegible].

આ દવાનું ચાલુ અંજન આંખના તમામ સાધ્ય દરદો મટાડી તેમજ થતા અટકાવી મોતીયા સુદ્ધા ગાળી કહાડે છે. ૪૦ વર્ષ પછી ચાલુ વાપરતા જીંદગી સુધી આંખો નિરોગી અને તેજસ્વી રહે છે. વાપરી અનુભવ લેવા જેવી ચીજ છે. નાની બાટલીના રૂા ૩ મોટીના રૂા. ૫ એક ડઝન લેનાર માટે ખાસ ભાવ. પોરટેજ જુદું. લખો:—

જીવનશક્તિ કાર્યાલય.—કાટડા, (વાયા ભુજ) કચ્છ.

## પ્રકરણ-૪૦ મું.

હવે તેણી તેને બંદીખાનામાં એક સેવટની મુલાકાત આપવાની ટમેર લેઈ બેઠા ! તે એક તે ભુતની અદાથી-ફીકકી, ઉજલી પુની જેવી, બેઠેલા દાચાં ને નિકલી આવેલી આંખોના ડોલા સાથે જોતાં બીહીક લાગે એવી રીતે તે આખા બંગલામાં ઉપરથી હેઠે ને હેઠેથી પાછી ઉપર ભટકતી, ને "કોઈ મારા કાલી સાથ મને મેલવો !" "મને કોઇ એક વખત મારા કાલીને રૂબરૂ બતાવો !" એમ જાબજા રૂદન કરતી સંભલાતી હતી !

આખરે દોસ્તોએ વગ ચલાવીને તે દીકરાની એક છેલ્લી મુલાકાત નક્કી કરાવી ને વલતે દીવસે જેલના સલ્યાનાં બારણાંની બાહેરથી તેને મલવાની એક પાસ સતાવાલાઓ તરફથી તેણીની ઉપર એક દાહડે મોકલવામાં આવી.

તે રાત્રે ગુલાંએ જોયું કે આલાંમાય અસાધારણ ધીરજ ને શાંતીથી ઉંઘી ગઇ ! ગુલાં કાવસને પકડી ગયા તે રાતથી એ બાંનુને લેઇને એકજ બિછાણામાં તેણીના ઓરડામાં સુતી હતી, ને તે બિચારી તેણીની તાસવીસ ને હાયવેલાથી પોતે બી તેટલીજ નાસબર ને દુઃખી બની હતી; માટે જે દીવસે તે 'પાસ' આવી તે રાત્રે તે દુઃખી માતાને એમ વેહેલી ધીરજ પામી ઉંઘી જતી જોઇ ગુલાને પોતાને કેટલુંક સુખ થયું, ને તે બી પછીથી ઉંગી ગઈ.

પણ તે પછીથી જ્યારે તે મધરાત્રે જાગી ત્યારે તેણે ઘણાં ગભરાત વચ્ચે જોયું કે આલાંમાય તેણીની ઓરડુમાં તે બિછાણાંમાં હતી નહીં...તે કયાં ગઇ હશે ?

ઉતાવલા ગભરાતમાં હવે તેથી તેણીને જોવાડવા તે ઉઠવા ગઇ તેટલા આલાંમાય પોતેજ હાથમાં એક મીનબતી સાથે બીહધેલી, ફીક્કી, ધ્રુજતી દાખલ થઇ ! તેણીના બાલ છુટા હતા, ચેહેરો સુકાયલો ને ફીકકો હતો, હોઠ ધ્રુજતા હતાં, ને તેવા દેખાવ સાથે તેણીના ધીલા સફેદ ઝભામાં તે એક ભુત જેવીજ દેખાતી હતી ! ગુલાં તેણીની આગલ ઉતાવલા ગભરાતમાં ધસી ગઇ "તમે કાંહ હુતાં માયજી ?" તેણીએ પ્યારથી પુછયું.

"હું પેલા ખાનગી રૂમમાં ગઇતી" તેણીએ દેખીતી બીહધેલી અદાથી જવાબ કરયો. "તુંને યાદ છે, દીકરી જે દાહડે મારા કાલી સાથે તારી પેહેલવેહેલી પીછાણ થઈ તે દાહાડે એણે પાછલી 'વીંગ'ના ખાનગી રૂમો ઉંઘાડાવીને આપણુને દેખાડ્યા હતા ? ત્યાં હું હમણાં જઇ આવી,"—અને એક જેહેમત કરીને ગુલાંની ઘણી અજાયબી ને ગભરાત વચ્ચે તે ફીકકુ હસી પડી !

ગુલાંએ અલબત તેણીની એ વાત માની નહીં. આવી અંધારી રાત્રે તેઠ મધરાત્રે—મોટા મેહેલના એવા ઉંજ્જડ એકાંત ભાગમાં તે એકલી જઇ આવે—શું કરવા જાય?—તે વાત તેણીનાં ધ્યાનમાં આવી નહીં, માટે આલાં-માય કાંઇક મનની અસમતોલ ને અસ્થિર હાલત વચ્ચે "હસવાનું કરવા" તેણીને વાહતી ને જુઠું કહેતી હતી એમ જાંણી તેણીએ તેને પસવારી અસવારીને પાછી સુવાડી દીધી. અલબત, જો એ વેલાએ તે જોતે કે આલાંમાયે મુઠીમાં કંઇ દબાવીને પકડેલું હતું, તો કદાપીને તેણીએ ખાનગી રૂમની મુલાકાત લેવાનું તેને જે કહ્યું તે ખરૂંજ હતું એમ તે જવાન અબલા માનતે!

બીજે દિને તેઓ ઠરાવ મુજબ કાવસની મુલાકાતે જેલમાં ગયાં. ગુલાં બા સાથે ગઇ. "મારી જીંદગીની છેલ્લામાં છેલ્લી મોજ છેલીવાર એ વ્હાલા જવાંનનો પ્યારો ચેહેરો જોવાની છે," તેણે જતાં જતાં રડીને કહ્યું હતું.

તેઓ તે ભયભીત દેખાવની તે શેહેરની સરહદની બાહેરની ઉદાસ ઇમારતમાં ફાટફાટ થતાં દીલે પોંહોંચ્યાં ત્યારે બપોર થયલી હતી. તેઓને જેલના સુપ્રીટેંડટે દરવાજાપર કાંઇક મમતાથી આવકાર આપ્યો.

ગુલાં તથા આલામાયને તોપણ, જેલના કાયદાને તાબે થવુંજ પડયું. તેઓ પોતાનાં પોહેરણમાં કે બીજી કોઇ રીતે સંતાડીને કશું કોઈ હથ્યાર કે ઝેર લાવ્યા ન હોય એમ જોવા ને તપાસવા કાયદા મુજબ તેઓની બારી-કીથી જડતી જોઇને ખાત્રી કરવામાં આવી, ને પછીજ જેલના એક દરબાંન સાથે તેઓને કાવસનાં ઓયરાં તરફ મોકલવામાં આવ્યાં.

## પ્રકરણ ૪૧ મું

ત્યાં તેઓ મલ્યાં.

તેઓ વચ્ચે આડા ઉભા સલ્યાની એક ભયબાત ગરાર હતી, કે જે પકડીને ટેકો દેતી તે અભાગણી માતા ઉભી, ને બીજી બોરદુએથી કાવસ બન્યું એટલા સલ્યામાંથી હાથ પાસે લાવી તેને મલ્યો. "ઓ મમા મારાં સાચ્ચા માયજી," તેણે તેને જોતાંજ લાગણીઓથી ઉશ્કેરાઇ આવીને કહ્યું, 'તમારા પ્યાર જેવો પ્યાર કદી કોઇ માયનો થવાનો નથી."

અને પછી ગુલાં સ્હેજ દુરથી ઉભી રહી તેટલાં તેઓએ કાંને લાગી કાંઇ વાત કરી, કે જે માટે અલબત તે દરબાંને કાયદાની રીતીએ તરત

વાંધો લીધો. આલાંમાય એ ઉપરથી તેણીની ચીમરાયલી આંખોમાં આંસુનો એક દરયાવ રજુ કરી તેની સાંએ ગઇ. " ફકત મારા હાથ ઉપર એક ચુંમી લેવાની એને રજા આપવાની દયા ફરમાવ, તેણીએ હાથ જોડીને તેના પાસે માગીલીધું "એ મારૂ એકપુરૂં ફરજંદ છે, તો આ છેલ્લી મુલાકાતમાં એક એટલી અમને છુટ આપ ? "

તે ગરીબ આદમી દયાલુ દીલનો હતો, માટે આ ઉમરાવ બાંનુની એવી કકલાતભરી આજુજીથી તેનું દીલ મોમ ભીસાલે પીગલી ગયું, એ દરમ્યાંન આલાંમાયે પોતાનો ધ્રુજતો હાથ તે ગરારમાં નાખ્યો, ને કાવસે તેના હાથનાં એક આંગલાંમાંથી માંણેકની પેલી ઝેરી વીંટી એક આંખના પલકારામાં એંચી કાઢી પોતાના પેહેરણમાં છુપાવી લીધી. કે જે ઝેર ભરેલી વીંટી ગઈ મોડી રાત્રે આલાંમાયે પેલા ખાનગી રૂમમાંથી કહાડી હતી. તે આપણે ઉપર વાંચી આવ્યાં છીયે, તે બધું માનમાન એકાદ પલનું કામ હતું ! તે પછી તેણે તે માતાનો તે ધ્રુજતો પ્યારો હાથ ખરેખરાં દુઃખ સાથ પોતાના ધ્રુજતા હાથોમાં પકડયો, આંખોમાં દાબ્યો, ને તે ઉપર એક છેલ્લો—છેલ્લોજ બોસો લીધો, પણ એટલું થતાં આલાંમાય બેભાન થવા લાગી, જેથી ગુલાં તરત નજદીક દોડી આવી. એમ કરતાં તે ભલી અસીલ જવાંન, ઉમરાવ બાનુંએ બી આ ધરતી ઉપરની કાવસની એક છેલ્લી મોહબતમય રૂખસદ કેટલી કલાપીટનાં દુઃખ વચ્ચે લીધી તે કેહવું-પડશે ?

હવે દરબાન તે તરત બધું સમજી ગયો કે જે વીંટી પારસી બાઇના હાથમાં પહેડેલી અને આબાદ તેણીના હાથ ઉપર જોયલી તેને યાદ આવી, ને તે ત્યાં જોતાંજ તે વીંટી મારફતે તે જવાંન ઉમરાવને તેના ભોંયરામાં ઝેર પોંહચતું કરવામાં આવે છે એમ તેની તરત ખાત્રી થઇ. એવી ઝેર ભરેલી વીંટી વિષે તેને આગલ ઘણું સાંભળ્યું હતું હવે તે તેથી ઘણો ગભરાયો. કાયદાથી ઉલટી રીતે તેણે તે મા દીકરાને એકઠાં મલી હાથપર 'કીસ' કરવા દેવાની રજા આપવાની નબલાઇ બતાવી માટે સઘલી ધાડ હવે તેના પર આવશે તે ફીકરથી તે બાપડો થરથર ધ્રુજવા પડયો, અને પછીથી વિચાર થતાં તરતજ જેલ સુપ્રીટેન્ડંટને એ વીશેની ખબર આપી.

ગુલાંની પણ ત્યાંજ ખાત્રી થઇ શકી કે તે રાત્રે ખાનગી રૂમની એક મુલાકાત લેઈ આવવાનું આલાંમાયે તેને બીહધેલી અદાથી જે કાંઇ કહ્યું હતું તે કાંઇ ખોટું ન હતું. તે ખરેખર ત્યાં ગઇ હતી, ને રાતોવહી છુપાછુપ તે વીંટી કાઢી લાવી હતી !

## પ્રકરણ ૪૨ મું.

આ વીટીની વાત વાંચનારા વિસરી ગયાં ન હોય ? કાવસે પોતાની માતા અને ગુલાંને 'સ્ટેટ રૂમ્સ' બતાવતાં એ વીટી દેખાડીને તેમાં ઝેર હોવાનો ભયંકર ભરમ સમજાવ્યો હતો. એ વાત બાપીકાં દરતરોના અભ્યાસથી તેણે જાણી હતી, ને તે આ હીણભાગ્ય સંજોગોમાં તેને કામ આવી, કેમજે જાહેરમાં એક ફાંસીનાં લાકડાં ઉપર દેડને હાથ મરવાની બેજાલતને તે ઉમરાવ કદી જીતી શકયો નહીં. એટલા માટે, સઘલા ખરા ખુલાસા આપી રહીને પોતાના બંગલામાંથી કેદીની અવસ્થામાં જવા પહેલાં જે "દયા" એક છેલ્લી નવાજેસ તરીકે તે બેટાએ તેની તે કમનસીબ માતા પાસ માંગી લીધી હતી તે, હવે વાંચનારને સમજાશે કે, એટલીજ હતી કે જો કદીને તેનો બચાવ નહીંજ ટકી શકે, ને તેનું નીરદોશપણું નહીંજ પુરવાર થતાં તેને ફાંસીનીજ તેપ મલે, તો તેણીએ તે વીટી એક દિવસ અગાઉથી તેને લાવી આપવાની મહેરબાની કરવી; અને આ તેની ખાહેસ તે સદાની મહેરબાન માવતરે કેવા વફાદારીથી મંજુર કરીને બર લાવી આપી તે આપણે જોઇ લીધું.

તે ભલી માતાએ ભુલભરી તરબીએતથી તે બેટાને ઉધારીને તેનું સરયામ સત્યાનાશ કાઢી નાંખ્યું, ને દરેક વાતમાં મોહબતથી તેની મરજી સાચવી, તો પછી આ વખતે તેજ માતા તેની એવી છેલ્લી ને અગતની મરજી ન સાચવે તે કેમ બને ? પોતાની છાતી પર એક પહાડનો બોજો ઉઠાવી તેણીએ તે તેની છેલ્લી મરજીબી સાચવી, તે માતાએ પોતાના બદબખ્ત બેટાને જે કાન પર પડીને રડીને સમજાવ્યું તે એજ હતું કે ફાંસીની છેલ્લી ઘડી સુધી તે ઝેરી વીટીનો ઉપયોગ કરવો નહીં પણ છેલ્લા પલેજ કરવો. શું તેણીને એમ કહેવાને અને કોઇ મોજેજો થવાની કાંઇ અગાહી થઇ હતી ?

હવે એક તરફ પેલા દરબાને જેલ સુપ્રીટેન્ટેડંટને પેલી ઝેરી વીંટી વીષેની ખબર આપવા પુરતી હકીકત કહે તેટલાંજ તે જેલના વડાને ન્યાયાધીશ તરફથી ટેલીફોન મળ્યો કે-"જે આરોપી કાવસને આવતા કાલે ફાંસીની સજા થઇ છે તે મુલતવી રાખવી, કારણ કે કાવસનું નીર્દોષપણું સાબેત થાય એવું એક સ્ટેટમેંટ એક મરતાં માણસ તરફથી મેલવ્યું છે."

જેલના વડાને મલેલા આ ટેલીફોનથી અને દરબાંને કહેલી પેલી ઝેરી

વીટીની હકીકત ઉપરથી તેને પોતાને ખાતરી થઇ કે કાવસ નીરદોષ હોવોજ જોઇયે, કારણ જેમ લોકોની લાગણી તે કરોડપતી શેઠ્યાની પક્ષ તરફ ખેંચાઇ હતી તેમ કોર્ટ અને જેલના સત્તાવાળાઓની પણ તેવીજ માયાકુળ લાગણી હતી. પણ કોર્ટ સમક્ષ રજુ થયલી સાબેતીઓ એવી તો સજ્જડ હતી કે કાવસ ગમે એવો ઇજતદાર ને શ્રીમંત હોવા છતાં કાયદો તેને છોડી શકે નહીં. અને તેથી તેઓ નાચાર હતા. ત્યારે શું એ સઘળી ધરખમ સાબેતીઓ કે જેનાથી કાવસને ફાંસીની સજા થઇ તે સઘળી સાબેતી ઉઠલાવી નાંખનારી કોઇ મરતા માણસે જુબાની આપી હશે ?

તે જેલનો વડો તરતજ દરબાન સાથે, કાવસ નજીક તેની માતા અને ગુલાં જેઓ ધોધમાર હજી તો રડતાં ઉભાં હતાં ત્યાં આવી પુગો અને ખુશ મીઝાજે તે માતા અને ગુલાં તરફ ફરીને બોલ્યો.

તમો બન્ને બાનુઓએ જેલમાં આવવાનું બહાણું બતાવી કેદીને ઝેર પુરૂં પાડી કાયદાનું ઉલંગન કર્યું છે, તેથી તમો બાનુઓ સામે હું કાયદાથી કામ ચલાવાનો હતો પણ તેટલાંમાં તો મને મી. કાવસશાહ સંબંધી ખુશ ખબર— ”

“ શું ખુશ ખબર ? ઓ મી. જેલર જલદી કહો યા ખોદા ! મારો કાવસ છુટી જશે ? ” ગુલાંએ કાવસને આંગળેથી ઝટ પેલી ઝેરી વીંટી પાછી ખેંચી લેતાં ઉતાવળથી પૂછ્યું.

“બાનું, હું પુરેપુરી વીગત હજી મેળવી શકયો નથી પણ હાલ તરત એટલુંતો કહી શકું છું કે મી. કાવસશાહનો કેશ ઉલતાવી નાખનારી મજબુત જુબાની ન્યાયધીશ સાહેબને મલી હશે તેથી ફાંસીની સજા અટકાવવાનો આ હુકમ મળ્યો છે; મારી તમને સલાહ છે કે કઇબી ઉતાવળું પગલું ભરશો નહીં. અહીંથી તરત તમારે મકાને જઈ શું બન્યુંછ તેની તપાસ કરો. હું ધારૂં છું કે ફાંસી જવાને બદલે આવતી કાલે તો મી. કાવસશાહ માન સહિત છુટીબી જશે”.

કેવી નહીં ધારેલી આશા ? તે ત્રણેએ તે દયાળુ જેલરનો ઉપકાર માન્યો. અને તે પછી ખુદાનો જાબજા ઉપકાર માની તેઓ તરત ત્યાંથી કાવસની રજા ઇચ્છી હરખ અને ઉલટભેર છુટા પડયાં.

---

## પ્રકરણ ૪૩ મું.

પેલા માનવંતા ન્યાયધિશે જેલરને શા ઉપરથી ટેલીફોન કર્યો તે આપણે હવે જોઇએ.

ખુદરતનો ખેલ ન્યારોજ છે, તેના હુકમ સીવાય ગમે એવો કોર્ટનો હુકમ કે સત્તા કોઇ ચીજજ નથી. કોણે ધાર્યું હતું કે આવતી કાલે ફાંસીને લાકડે ચહડનારો કાવસ ખુદરતના એક ઇસારા સાથ બચી જશે?

"નાદર કેશલ" માં કાવસના વડવાના વખતનો એક બુઢો માલી હતો. અને નાનપણથી બુઢો થયો ત્યાં વેર એજ બગીચાનું કામ કરતો હતો. કે જે દરમ્યાન ત્યાંજ તે પરણ્યો હતો, તેને એક છોકરી થઇ હતી—તે એકપુરી છોકરી પરણી જવા પછી તેની બઇરી મરણ પામી હતી. તે અત્યાર સુધી તો એમ એકલો અટુલો તે બોહળા બાગ બગીચાનું કામ ઘણું સંતોષ-કારક રીતે આટોપતો હતો. પણ છેલ્લે જ્યારે તેનો શેઠ કાવસ બહારગામ ગયો તે અરસામાં તે બુઝરોગ ને ઇમાનદાર માલી માંદો પડયો અને તેને લકવાની બીમારી લાગુ પડી.

આલાંમાયને જ્યાં સુધી પોતાના બેટા માટે શુખ સંતોષ હતો ત્યાં સુધી તો તેવણ ઘરનો વહીવટ અને દરેક માણસોની તકેદારી રાખતાં હતા. પણ તે પછી કાવસને લગતાં દુ:ખદાયક વીચારોથી અને તેવણનાં દીકરાનાં જુદીન ઓરત સાથના પ્યારના બનાવ પછી તેઓ તદ્દનજ બેબાખરાં બની ગયાં હતાં, અને તેથી તેઓ નોકરો ઉપરનાં ઉપરીપણાંની ધણીક ફરજેથી બેપરવાહ બની ગયાં હતાં. બુઢો માળી પણ માંદો પડેલો હોવાથી એજ સંજોગો વચ્ચે તેને લગતી બાતમી ઉપર તેવણનું ધ્યાન કશું ખેંચાયું નહીં.

બન્યું એમ કે, જે દીવસે કાવસની સાલગ્રેહને દીને પારટી હતી, તેજ સાંજે એતેફાક એ માળીના પગ ને જીભ ઉપર લકવાના દરદનો હુમલો પાછો ઉભરી આવ્યો તેથી તે અશક્ત થઇને પેલાજ કમબખ્ત ફુવારા નજીકની પોતાની રહેવાની ખોલીની બહાર તે પડયો પડયો દુ:ખી હાલતે રીબાતો હતો.

જે વખતે જે રાત્રે મેરી સાથે કાવસને ઝપાઝપી થઇ તે ટાંકણે તે થોડાજ કદમ દુર ત્યાંજ હતો અને તેઓ વચ્ચે શું બન્યું તે તેને નજરો નજર સઘલું જોયું ને સાંભળ્યું હતું. તેને એક છાકટી ધુન મડમડીનાં ગુસ્સાનાં નેણ નીચે દબાયલા પોતાના શેઠને એક અજાયબીના આહ સાથે જોયો ! કાવસ શેઠ તેને પટાવી સમજાવીને મનાવતો હતો અને પેલી મડમ

પોતાના હાથમાનો એક છાપો ગુસ્સાથી કાવસની છાતીમાં મારીને કાંઇ ઝનુની સાહદે પુછતી. તેઓ ઈંગ્રેજીમાંજ વાતચીત કરતાં હોવાથી તેઓની વાત માલી કાંઇ સમજી શકયો નહીં. પણ તેઓનાં ચેન ચાલાથી તે એટલું તો જોઇ શકયો કે તે દારૂની ધુંઈમાં ગુસ્સાથી તેને કાંઇ કહેતી હતી. કાવસે ધીમે સાહદે તેને મનાવી, તે નહીંજ સમજી ત્યારે સેજ ચીરડાઇને કાવસ તેને ત્યાંજ છોડી ચાલી જવા માંગતો હતો. તેટલાં પેલી મડમે કાવસના શર્ટની બોંહે એક હાથે મજબુત પકડીને તેને જતો અટકાવ્યો અને મડમે પેલો છાપો જે કાવસના હાથમાં હતો તે બીજે હાથે ઝુટવી લેવાની કોશેશ કરી આ વખતે તેઓ ફુવારાની અડોઅડ ઉભાં હતાં પણ ખેંચતાંણુમાં તે બોંહે ફાટી જવાથી તેટલાંમાં તેણીનો પગ લપસ્યો કે લપેરો આવ્યો અને એક ચીચ્ચારી સમેત તે ફુવારાની નીચી પાળ પરથી ઓચીંતી ઉઠલાઇને પડી ગઇ. પડતી વખતે તે માળીએ બરોબર જોયું કે બોંહેનો ચુંઠાયલો ફાટી ગયલો ભાગ તેણીની મુઠ્ઠીમાં રહીજ ગયો હતો.

તેણી કેમ પડી ગઇ તે કાવસ તરત વેળા કાંઇ સમજી શકયો નહીં અને તેથી અજાયબીથી ગભરાઇને કાવસે જો તેણી નજીક હોય તો પાછી ખેંચીને બચાવી લેવા–તે પાળ ઉપરથી મીનીટો સુધી ટીંગાવીને જોયું, પણ તેણી કાંઇ દેખાઇજ નહીં, એટલે રડમસ જેવી હાલતમાં ધ્રુજતો ધ્રધરતો કાવસ બંગલામાં ચાલી ગયો.

આ સઘલી કેફીયત તે મરતા બુજરોગ માળીએ ન્યાયધીશ હજુર ઘણીક ખેંચતાણુ અને હાંફતા હુફતાં જણાવી હતી. જે તે નામદારે બોલે બોલ નોંધી લઇ વડા જેલર ઉપર ફાંસીની સજા અટકાવવા માટે તાબરતોડ ટેલીફોન કર્યો હતો.

પણ તે મરતાં માળીની જબાની નોંધી લેવા ન્યાયાધીશ કેવી રીતે ત્યાં જવા પામ્યો એ સવાલ વાંચનારના મનમાં ખુદરતીજ ઉઠે તે બનવા જોગ છે તે ભાગ ઉપર હવે આપણે આવીશું.

---

## પ્રકરણ–૪૪ મું–(છેલ્લું.)

આલાંમાય અને ગુલાં જે વખતે કાવસ આગલ જેલની મુલાકાત લેવા "નાદર કેશલ" માંથી ઉતરયાં કે થોડીજ મીનીટ પછી તરતજ ત્યાં એક જવાન માલી આવ્યો કે જે પેલા મરતા બુઢા માલીની બદલીમાં કામ કરતો હતો.

કુંવરમાય ઘરમાંજ હોવાથી તેમણે તેને આવાનું કારણ પુછ્યું. તેને ખુલાસો કરયો કે તમારો જુનો માલી બીમાર હતો તેને હું અહીંથી થોડેક દુર આવેલી મારા શેઠના બંગલાની ખોલીમાં સારવાર માટે લઇ ગયો હતો અને આટલા દીવસ તમારા બંગલાનું કામ પણ મારી ફુરસદે હુંજ સંભાળતો હતો. આટલા દીવસ તેની બીમારીની ગરબડમાં અહીં નાદર કેશલમાં ફુવારો ખોદી કહાડતાં જે બનાવ બન્યો તે બનાવ કાંઇ મેં તેને કહેલો નહીં. ગઈ કાલે તે જરા રતી સુદ્ધીમાં આવ્યો અને તેનું દરદ જરા કમ જણાયું ત્યારે મેં તેનેં કહ્યુ કે તારા શેઠ કાવસશાહને ફાંસીની સજા થઇ છે, આ ખબર મારે મોહડેથી સાંભળતાંજ તે અજાયબીથી ચોંકી ગયો. તેને કાંઈ અગતની વાત યાદ આવી છે. એમ બબડવા લાગ્યો. મેં આપેલી ખબર પછી થોડેવારે તેને મને કહ્યું કે કાવશ શેઠ ફાંસીની સજાથી બચી જાય તેવી બાતમી તે આપવા માંગતો હતો. એટલે હું તરત તમારી આગળ દોડી આવ્યો."

તે બાહેરના માલીનો આ ખુલાશો સાંભલતાં કાંઇપણ વીલંબ લગાડયા વિના કુંવરમાયે વડા ન્યાયધીશ ઉપર ટેલીફોન કરયો. અને તે માળીને તેમણે ઘરે પેલા મરતાં માળીનું ઘર દેખાડવા મારતી મોટરે મોકલી દીધો.

પરીણામમાં તે ન્યાયધીશ તે બુઝોર્ગ માળીને ઘરે તરતજ પહોંચી વલ્યા. અને તે મરતાં માળીની જુબાંની લખી લીધી, જે કેફીયત આપણે ઉપર વાંચી આવ્યા છીયે.

તે બુઝોર્ગ માળી, ન્યાયધીશને મરતી વખતની જુબાની આપ્યા પછી તરતજ મરણ પામ્યો. જો તે મરનાર માળી ઉપર તે નાપાક દરદે જોર નહીં કરયું હતે તો મરનાર મેરી સાથની ઝપાઝપી વખતે તે પોતાના શેઠને કાંઇબી મદદ કરતે અથવા તે પછીથી પણ તે એ વાશેનો કાંઈ ખુલાશો કરી શકતે પણ સંજોગો એવા બન્યા કે ગોયા ખુદરતજ કાવસ અને તેની માતાને ધડો આપવાને ખાતર સજા ઇચ્છિતી હતી...પોતાનો "લાડ ઘેલો" કરી મુકેલો બેટો કેટલી હદે સવતંત્રા ભોગવી તેની માતાની રજા વગર એક જુદદીન ઓરત સાથે પરણી ગયો અને તેની માતાએ તેનું પરીણામ કેવું દરદનાક આફતો વેઠી ને સેહવ્યું તે સઘલામાં ખુદરતનોજ હાથ હતો. અને તેથીજ તે માલી પોતાની વાચાથી ને હાથ પગથી અશક્ત થઇને પડયો.

હવે આ વાર્તા માટે લંબાણુ ન કરતાં આપણે સેવટના ભાગ પરજ

આવીશું. ટુંકમાં જે દીને કાવસને ફાંસીની સજાનો દીવસ ઠેરવ્યો હતો તેજ દીને તેની વડી અદાલતમાં પાછી તપાસ ચાલી. અને મરનાર માળીની જુબાનીથી, આગલી તેના કેશની સાંમે જતી સઘળી સાબેતીઓના કડકા બુકલા થઇ ગયા. અને નામદાર જડજે કાવસને નીર્દોષ જાહેર કરી માન સહીત છોડી મેલ્યો.

લોકોની ખુશાલી અને ઢીંગા મસ્તીનો શું ઉત્સાહ? સેંકડો લોકોએ કાવશને ફુલોના વરસાદથી વધાવી લીધો.

પણ એ સર્વેની ખુશાલીમાં એકજ કીનાબાજ માણુસ અજાયબીથી ઠસ થઈ કોર્ટમાંથી લોકો બાહેર પડે તે અગાઉ ત્યાંથી નાહસી ગયો. અને લોકોની ધમાલ બાહેર આવે તેટલાંતો તે કોઇ નજીકના સ્ટેશન પરથી ત્રેનમાં ઉપડી જઇ ક્યાંનો ક્યાં રવાનાબી થઇ ગયો. તે કોઇજ નહીં પણ પેલો કપતી નીમક હરામ નોકર હેનરી હતો. તે તેના પાપેજ ત્યાંથી નાહઠો!

હવે આ દુખદાયક અને ગમે એવી સખત છાતીને પીગલાવે તેવા દરદનાક બનાવ એક નાટકી બનાવ મીસાલ ખુશાલીના પરદામાં ફેરવાઇ ગયો.

કાવસ ઘણુંજ મોંઘી કીંમતે અને મહાન ભોગે તથા મહા દુખ વેઠીને ધડો શીખ્યો. અને તેની માતા કે જે તદનજ પોતાના બેટાના મોહત માટે હાથ ધોઇ બેઠી હતી તે ખુશાલીમાં લીન બની જઈ ખોદાના હજારો હજાર શુક્ર કરતી હતી.

હવે અમારે કહેવું થોડુંજ રહ્યું છે. આ આલાંમાયની ભલી મોરાદ પાર પડી છે. અને કાવસ સાથ ગુલાંના લગન લાયક વખત વીટવા બાદ કરી આપ્યાં છે. ગુલાં, આલાંમાયને એક પોતાની માતા જેવીજ લાગણીથી ચાહે છે.

કાવસ અને ગુલાં એક સંપીથી સુખ સંતોષમાં છે.

કાવસના વડવાઓ જે એક પછી એક હુજત અને મમતને ખાતર એક કે બીજે કારણે અકસ્માતીક રીતે જવાન ઉમરે મરતા આવ્યા હતા તે બુરી આદત ખુદરતે કાવસ પાસેથી છોડાવી દીધી છે. અને હવે કાવસ એક જુદોજ શેઠીયો અને ડાહપણવાલો માણુસ બની ગયો છે.



અનુભવ
બડી ચીઝ છે !
અપ-ટુ-ડેટ
સ્ટાઇલીશ
દુકાન.

# જીંદગીનો આધાર—
તંદરોસ્તી છે.

# તંદરોસ્તીનો આધાર—
ચોખા મસાલા ઉપર છે.

ભલે તમને સેંકડો
ચીજો જોઇતી
હોય, અમને
લીસ્ટ સોંપો, અને
જુવો-સંતોષ !

અચારીઆના મસાલામાં એવો ગુણ છે, કે ખાણું હોંશે ખાવા સાથ હજમ કરી શકશો અને દવા-ડોક્ટરનું કામ કદીજ પડશે નહીં.

અચારીઆનો ચહની ખાસ ખુબી તેની ખુશબોઇ અને [illegible] કરવાની રીતમાં સમાયલી છે. ૧ા ની [illegible] ચા. [illegible] ૧ાાના [illegible] થી વધુ ટેસ્ટદાર બનશે.

લેબલોનો ખરચાલ ભપકો તે ખરીદનારને માથે ભાર સમાન છે ! ઉમદામાં ઉમદા **કોફી** અચારીઆ પુરી પાડશે.

## દોઢ સદીનું પુરાણું ખાતું
ચાર પેહડીનો વહીવટ.



# આર. એફ.
# અચારીઆ

ઠે.—ક્રાફર્ડ મારકીટની અંદર—મુંબઇ.

પરાની, કલબો અને હોટલોમાં અચારીઆનેજ ઝેનદાર સરકો કાં વાપરે છે ? તેનો ભેદ તે માલના ચઢીયાતાપણામાં સમાયલો છે.

**અચાર**
જીભના ચટાકાને અનુસરતાં તરેહવાર ચખાડવાં એ તો અમારી સ્પેશ્યાલીટી છે અચારીઆના અચાર વગર કોઇપણ [illegible] ટેબલ લુખોલચ સમજવી.

**મેવા-પ્રોવીઝન**
**ઘી સુખડ**
**લોબાન.**
અને દરેક ચીજો અમારે ત્યાં હાજર છે. એકજ મુલાકાત તમને હંમેશ માટે ગોયા જકડી રાખશે

## એક પોસ્ટ કાર્ડ લખવાની ખોટી—
મુંબઇમાં કોઇબી ઠેકાણે હરકોઇ માલ ઘર બેઠાં પુગાડીશું માલ તથા ભાવમાં ફરક જણાય તો માલ પાછો રાખશું.



# ડૉ. વામન ગોપાળનું

## આયોડાઈઝડ

# સાર્સાપરિલા




શુદ્ધ લોહી એ મનુષ્યના જીવનનો મુખ્ય આધાર છે. કોઇપણ કારણથી બગડેલા લોહીને સુધારવા માટે આ સાર્સાપરિલા અકસીર છે. વળી આ સાર્સાપરિલાથી ઉપદંસ (ગરમી) અને તેનાથી થતા અનેક રોગો તેમજ લકવા સંધીવા અને ચામડીના અનેક રોગો જડમુળથી નાબુદ થાય છે.

કીં. રૂ. ૧। પો. પ. જુદું.

---

# ડૉ. ગૌતમરાવ કેશવની

## ફૉસ્ફરસ ટોનીક પીલ્સ



આ ગોળીઓથી બુદ્ધી અને સ્મરણશક્તી વધે છે. માનસીક અને અતી અભ્યાસને લીધે મગજ અને મગજતંતુની મંદ ક્રીયાઓ પુનર્જીવન થાય છે. વળી આ ગોળીઓ જીર્ણ-જ્વર અશક્તપણું જઠરાગ્નીનું મંદ પડી જવું નામરદાઇ, ધાતુક્ષય, વગેરે રોગો પર ઘણી અકસીર છે. કીં. રૂ. ૧-૦-૦. પો. પે. જુદું.

પ્રોપ્રાયટરઃ—ડૉ. ગૌતમરાવ કેશવ એન્ડ સન,

ઠાકુરદ્વાર મુંબઇ ૨.

